# QUESTIONS & ANSWERS OF THE HISTORY OF BHARATKHAND.



## ભરતખંડના ઇતિહાસનો પ્રશ્નોત્તર.

### પ્રકરણ ૧ લું.

પ્ર૦ આર્ય પ્રજાનું મુળ સ્થાન ક્યાં કહેવામાં આવે છે?

ઉ૦ મધ્ય એશીઆમાં ઓક્સસ નદીના પ્રદેશમાં ને તેની આશપાશના પ્રદેશમાં

પ્ર૦ મુળ ઠેકાણામાંથી પ્રથમ તે જાત ક્યાં ક્યાં પ્રસરી?

ઉ૦ કેટલાક યુરોપમાં, કેટલાક ઇરાનમાં ને ભરતખંડની સીંધુ નદીને કાંઠે ને ત્યાંથી ભરતખંડમાં રહ્યા.

પ્ર૦ સંસ્કૃતમાં જુનામાં જુના ગ્રંથનું નામ તથા તેના પેટાના પુસ્તકોના નામ શાં?

ઉ૦ સંસ્કૃતમાં સર્વથી જુનામાં જુનો ઋગવેદ છે તેમાં દેવની પ્રાર્થના લખાં વેદાંગો તથા ઉપનીશદાદી વેદો વીગરે તેના પેટાના પુસ્તકો છે.

પ્ર૦ સ્મૃતીઓમાં શું લખે છે?

ઉ૦ એમાં રાજા પ્રજાના કાયદા તથા બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય અને શુદ્ર એ ચાર વર્ણોને કરવાની ક્રીયા લખાં છે તે ઉપરથી તે સમયના લોકની સ્થીતીનું જ્ઞાન થાય છે.

પ્ર૦ ક્યા ધર્મને બૌદ્ધ માર્ગ કહે છે અને તેને કોણે પળાવ્યો?

ઉ૦ યજ્ઞ કરવામાં જે પશુઓ હોમતા તે પશુ હીંસાથી કંટાળીને કેટલાક વિદ્વાનો યજ્ઞ કરનારની સામા થયા તેમાં શાક્યસીંહ નામે રાજપુત્ર મુખ્ય હતો તેણે ચલાવેલા માર્ગને બૌદ્ધ માર્ગ કહે છે.

પ્ર૦ શાક્યસીંહ વિષે તમે શું જાણો છો?

ઉ૦ તે રાજ પુત્ર રાજ્ય છોડી દઇ સાધુ થયો ને લોકોને કહેવા લાગ્યો કે અજામેધ, અશ્વમેધ, વીગરે પાપી યજ્ઞ ન કરવા જોઇએ પરમે-

ઈશ્વરને પણ તે માનતા નહીં તેના મુખ્ય ચાર મત હતા. (૧) પશુ હોમવાનો પાપી યજ્ઞ ન કરવો એટલે (૨) સઘળા માણસ સરખા છે (૩) જન્મથી કોઈ ઉંચ નીચ નથી (૪) કર્મ બંધ પડે નહીં ત્યાં સુધી જન્મ મરણથી જીવ છુટે નહીં.

પ્ર૦ મૂર્તી પુજા, યતીસ્તુપો ને જાત્રાનો ચાલ શી રીતે સ્થાપન થયો?

ઉ૦ શાક્યસીંહના મત પ્રમાણે થોડા માણસો નીર્વાણ પામેલા એટલે મો-ક્ષ ગએલા ગણાતા તેમના બદલામાં એટલે મુર્તીઓ કરી બૌદ્ધ ધ-ર્મીઓ તેમની પૂજા કરવા લાગ્યા અને ગામ પરગામ તેમના દર્શ-ન કરવા એટલે જાત્રા કરવા જતા અને તેમની બાધાઓ રાખતી.

પ્ર૦ બૌદ્ધ ધર્મ ક્યા સમયમાં થયો છે?

ઉ૦ ઇ૦ સ૦ પુ૦ ૫૫૦ વર્ષ ઉપર.

પ્ર૦ મુળ ચાર નાતો તુટીને હજારો નાતો ક્યારે થઈ?

ઉ૦ વેદ ધર્મીઓ અને બૌદ્ધ ધર્મીઓ વચ્ચે ઝઘડો થયો ત્યારે; અને તે વખતને કળયુગ એટલે ઝઘડાનો વખત કહે છે.

પ્ર૦ અયોધ્યાના સુર્યવંશી દશરથ રાજાને કેટલા પુત્ર હતા ને મોટાનું નામ શું?

ઉ૦ ચાર કુંવર હતા તેમાં સૌથી મોટાનું નામ રામ હતું.

પ્ર૦ રામ કોની સાથે પરણ્યા હતા?

ઉ૦ મિથિલના રાજા જનકની અતિ સુંદર અને ગુણવાન કુંવરી સીતા સાથે.

પ્ર૦ રામ સીતાને શી રીતે પરણ્યા?

ઉ૦ જનક રાજાએ સ્વયંવરનો મંડપ રચ્યો હતો ને તેમાં એક ભારે ધ-નુષ મુક્યું હતું જનકનો ઠરાવ હતો કે જે એ ધનુષ ઉપાડી ભાગે તેને કુંવરી પરણાવવી આ ધનુષ મંડપમાં આવેલા કોઈથી ભગાયું નહીં પણ રામે તે ભાગ્યું તેથી તેને સીતા પરણાવી.

પ્ર૦ રામને દેશવટો શાથી ભોગવવો પડ્યો ને તેનું કારણ શું?

ઉ૦ દશરથને એક કૈકેઈ નામે રાણી હતી તેને એક સમયે પ્રસન્ન થવાથી રાજાએ બે વરદાન માગવાનું કહ્યું ત્યારે રાણીએ કહ્યું કે તે કોઈ પ્રસંગે માગીશ હવે જ્યારે દશરથ ઘરડો થયો ત્યારે તે રાજ

પાટ રામને સોંપવાની તૈયારી કરતો હતો તે જોઇ તેની રાણીમાંની કૈકેયીને ઇર્ષા આવી તેથી તેણે આ પ્રસંગે રાજા પાસેથી બે વરદાન માગ્યાં પહેલું એ કે મારા પુત્ર ભરતને રાજગાદીએ બેસાડો ને બીજું રામને દેશવટો દો તેથી રામે પોતાના પીતાનું વચન પાળી દેશવટો ભોગવ્યો.

પ્ર૦ રાવણ અને રામને પ્રથમ વેર થવાનું કારણ શું ને તે વેર રાવણે શી રીતે લીધું?

ઉ૦ ગોદાવરીને તીરે રામ દેશવટો ભોગવતા હતા ત્યારે રાવણની બેહેન તેને પરણવા સારૂ ગઇ પણ રામે તેને અપમાન કરી કાહાડી મુકી તેથી રાવણ ગુસ્સે થયો અને એક દીવસ રામ લક્ષમણ હરણ મારવા ગયા હતા તેવામાં લાગ જોઇ વનમાંથી સીતા લઇ ગયો.

પ્ર૦ સીતાની શોધમાં રામને કોની કોની મદદ મળી હતી?

ઉ૦ દક્ષિણ દેશના હનુમાન રાજાની.

પ્ર૦ હનુમાનરાજાની પ્રજાને વાંદરાં કેમ કહ્યાં હશે?

ઉ૦ તે પ્રજા પ્રથમ જંગલી હશે માટે.

પ્ર૦ રામ અને રાવણની લડાઇનો શો પરીણામ થયો?

ઉ૦ રાવણ, તેનો છોકરો ઇંદ્રજીત, તેનો ભાઇ કુંભકરણ, વીગેરેને જીતી લઇ લંકાનું રાજ રામની તરફના રાવણના ભાઇ વિભીષણને આપ્યું

પ્ર૦ ભારતના રચનારનું નામ અને તે ભારતમાં શું લખ્યું છે?

ઉ૦ વ્યાસે ભારત રચ્યું છે. અને તેમાં ચંદ્રવંશી રાજાઓના નામ ને પરાક્રમ લખ્યાં છે અને પાંડવ કૌરવ બંનેના યુદ્ધનું વર્ણન છે.

પ્ર૦ કૌરવ પાંડવ કોણ હતા?

ઉ૦ ચંદ્રવંશી રાજા ભરતના કુળના ધૃતરાષ્ટ્રને પાંડુ નામે બે ભાઇ હસ્તિનાપુરમાં રાજ કરતાં હતા ધૃતરાષ્ટ્રને ૧૦૦ કુંવરો હતા અને તેઓ કૌરવો કહેવાતા હતા એમાંના સર્વથી મોટા કુંવરનું નામ દુર્યોધન હતું પાંડવને પાંચ પુત્ર હતા. યુધિષ્ઠિર, અરજુન, ભીમ, નિકુળ ને સહદેવ તેઓ પાંડવો કહેવાતા હતા.

પ્ર૦ કૌરવ પાંડવો વચ્ચે અણબનાવ શાથી થયો?

ઉ૦ પંચાળ દેશના દ્રુપદ રાજાને દ્રોપદી નામે કુંવરી પરણાવવાની હતી

સ્વયંવરમાં પાંડવો અને કૌરવો આવ્યા હતા દ્રૌપદનો એવો નિશ્ચય હતો કે ઉંચે લટકાવેલા મચ્છનું પ્રતિબીંબ પાણીમાં દેખાતુ હતું તે જોઈ ઉપરના મચ્છને વિંધે તેને કુંવરી પરણાવવી આ કામ કૌરવ વીગરે કોઈથી ન થયું પણ અરજુને કરયું તેથી પાંડવને દ્રૌપદી પરણાવી તેથી કૌરવને ઈર્ષા આવી.

પ્ર૦ આ અણબનાવનો શો પરીણામ થયો?

ઉ૦ આ અણબનાવથી હસ્તિનાપુરના રાજ્યના બે ભાગ કરયા. અને કૌરવ પાંડવોએ વેહેંચી લીધા પોતાના ભાગમાં જઈ પાંડવોએ ઈંદ્રપ્રસ્થ નામે નગર વસાવ્યું અને એમનુ રાજ્ય વિસ્તાર પામ્યું.

પ્ર૦ પાંડવોને વનવાશ કેમ જવું પડયું?

ઉ૦ કૌરવ સાથે તેઓ જુગટુ રમ્યા તેમાં રાજ્ય હાર્યા તથા બાર વરસ વનવાશ જવું પડયું.

પ્ર૦ પાંડવ કૌરવ વચ્ચે લડાઈ થવાનુ કારણ શું?

ઉ૦ પાંડવોના તરફથી વષ્ટિએ જઈ દુર્યોધન પાસે રાજ્યનો ભાગ માગ્યો તે તેણે ના આપ્યો.

પ્ર૦ પાંડવ કૌરવ વચ્ચે લડાઈનું શું થયું?

ઉ૦ આ લડાઈમાં પાંડવો તરફ કૃષ્ણ તથા દ્રૌપદ વિગરે હતા કુરૂક્ષેત્રમાં (પાણીપતના મેદાનમાં) લડાઈ થઈ તેમાં કૌરવો હાર્યા.

પ્ર૦ પાંડવ રાજા રાજ્ય કોને સોંપી હિમાલય (પરલોકમાં) ગયા?

ઉ૦ અભિમન્યુના કુંવર પરિક્ષતને.

પ્ર૦ આ બનાવ કયારે બન્યો?

ઉ૦ આશરે પાંચ હજાર વર્ષ ઉપર.

---

## પ્રકરણ ૨ જું.

પ્ર૦ પ્રાચીનકાળમાં પરદેશી રાજાએ કયાં થઈને ભરતખંડ ઉપર સ્વારીઓ કરી?

ઉ૦ અફગાનીસ્તાનની વાટે.

પ્ર૦ ઈ૦ પુ૦ ૫૧૮ માં કયા પારસી રાજાએ માનવા જોગ ઈતિહાસમાં, નોંધાયલો હુમલો કર્યો ને તેનુ પરિણામ શું?

ઉ० દરવેશ ગુસ્તાસ્પે હુમલો કર્યો તેણે સિંધુ નદીના કાંઠાનો કેટલોક મુલક જીતી ત્યાં અમલ કરવાને હાકેમ નીમ્યો.

પ્ર० આ પારસી રાજ્ય કોણે તાબે કરી લીધું?

ઉ० ઈ० સ० પુ० ૩૨૭ મા ગ્રીસ દેશનો માહારાજા સિકંદર સિંધુને તીરે અટક આગળ આવ્યો ત્યાં જેલમ નદીથી હિદ્દુ સુધીના પ્રદેશમાં પૌરવ કુળનો કોઇ બળવાન રાજા રાજ કરતો હતો તેની સાથે સિકંદરને ગુજરાત આગળ યુદ્ધ થયું તેમાં પૌરવ હાર્યો આખરે તે રાજ્ય રાજા ઉપર દયા આવવાથી પાછું આપ્યું.

પ્ર० મૌર્યવંશી રાજા કયા કહેવાય છે?

ઉ० મગધના રાજ્યમાં બિંબીસાર અને અજાત શત્રુ થઇ ગયા છે તેમાં અજાત શત્રુથી છઠા રાજાનું નામ નંદ હતું. આ નંદને અનૌરસ પુત્ર નામે ચંદ્રગુપ્ત હતો તે સિકંદરના ગયા કેડે પંજાબ, મગધના રાજ ઉપર ઈ० પુ० ૩૧૫ માં ગાદીએ બેઠો તે અને તેના કુળના રાજાઓ મૌર્યવંશી રાજા કહેવાય છે.

પ્ર० ચંદ્રગુપ્તે કેટલા વર્ષ રાજ કર્યું અને કયારે મરણ પામ્યો?

ઉ० ૨૪ વર્ષ રાજ્ય કરી ઈ० સ० પુ० ૨૯૧ ની સાલમા મરણ પામ્યો

પ્ર० ચંદ્રગુપ્તના છોકરાનું નામ શું તથા તેનું બીજું નામ શું?

ઉ० મીત્રગુપ્ત અને બીજું નામ બીંદુસાર.

પ્ર० બીંદુસાર કઇ સાલમાં મરણ પામ્યો ને કેટલા વર્ષ રાજ કર્યું?

ઉ० ૨૮ વરસ રાજ કરી ઈ० સ० પુ० ૨૬૩ માં મરણ પામ્યો.

પ્ર० બીંદુસાર પછી કોણ ગાદીએ બેઠુ?

ઉ० તેનો દીકરો પ્રીયદર્શી બેઠો ને તેનુ બીજુ નામ અશોક.

પ્ર० અશોક કઇ સાલમાં મરણ પામ્યો?

ઉ० ઈ० સ० પુ० ૨૨૩ માં.

પ્ર० મૌર્યવંશી રાજાના વખતમાં ભરતખંડના લોકની સ્થિતિ, રીતભાત અને ન્યાય તથા રાજનિતિ કેવાં હતાં?

ઉ० બ્રાહ્મણો અને જોગીઓ તે કાળે બહુ તપ કરતા, લોકો ઉદ્યોગી અને ધનવાન હતા શીવેલાં કપડાં પેહેરવાનો ચાલ નહોતો તેઓ વણવાના તથા લુહારના તથા સુતારના હુન્નરોથી જાણીતા હતા તે·

ઓની અવસ્થા મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતી તથા સ્ત્રીઓની અ-
વસ્થા મનુસ્મૃતિમાં કહ્યા પ્રમાણે હતી. બાળ લગ્ન ન હતાં પણ
સતી થવાનો ચાલ નીકળ્યો હતો અને પોલીસનો બંદોબસ્ત સારો
હતો રાજા તથા તેના ડાહ્યા પંચની મારફતે ઇનસાફ કરતા ગા
મનો બંદોબસ્ત કરનાર મુખી મુકેલ હતા તેઓ સરકારી નોકર ગ-
ણાતા પણ તેઓની પાસે જમીન હતી લેહેણા દેવાની ફરીઆદ
થોડી આવતી.

પ્ર૦ મૌર્યવંશી રાજાએ બૌદ્ધ ધર્મનું માન્ય વધાર્યું ને તે શી રીતે?

ઉ૦ મહારાજા અશોકે જાહેર રીતે બૌદ્ધ માર્ગ સ્વીકાર્યો ને પોતાની મતર
વર્ષની ઉમરે રાજ્યમાં બૌદ્ધ માર્ગ । ગ્રહ્યો આચારો આચર્યો પણ કોઈ
પાસે બળાત્કારે મત મનાવ્યો નહી અને પોતાના દેશના પાલી ભા-
ષાના ધર્મના ફરમાનો મનાવ્યાં અને તીબેટ, બ્રહ્મદેશ, શીયામ, ચી-
ન, જાવા, સિંહલદ્વીપ, વિગેરે દેશમા બૌદ્ધ માર્ગ ચલાવવાને જતી-
ઓ મોકલ્યા.

પ્ર૦ બૌદ્ધ ધર્મ ને જૈન ધર્મમાં શો તફાવત છે અને શું મળતાપણું છે?

ઉ૦ બૌદ્ધ ધર્મમાં જ્ઞાતીભેદ નથી. તો પણ તે શ્રાવક પાળે છે જૈન લોકો
બૌદ્ધ ધર્મગુરૂઓની પેઠે ૨૪ તીર્થંકરોને મુખ્ય માને છે ને તેને પ-
રમેશ્વર કહે છે બૌદ્ધની પેઠ તેઓને પણ હિંસા ન કરવી એ મુખ્ય ધર્મ

પ્ર૦ જૈન ધર્મ કયા વખતમાં ચડતી ઉપર હતો?

ઉ૦ ઇ૦ સ૦ ૬૦૦ થી ૧૨૦૦ સુધી ત્યાર પછી પડતી થઈ.

---

## પ્રકરણ ૩ જું.

પ્ર૦ આપણા લોકનું અસલ નામ શું હતું, અને હાલનુ હિંદુ નામ શા
ઉપરથી પડયું છે?

ઉ૦ આપણા લોકનુ અસલ નામ આર્ય હતું; પણ પરદેશીઓનુ પાડેલું
હિંદુ નામ પ્રખ્યાત થઈ ગએલું છે. ફારસીમાં સિંધુને કાંઠે વસનારા
ને હિંદુ કહ્યા છે.

પ્ર૦ મૌર્યવંશ પછી કયા લોકનો અમલ થયો, ને કયા મુલકમાં?

ઉ૦ પંજાબ, સિંધ, અને ગુજરાતમાં બાક્ટ્રિઆના ગ્રીક રાજાનો અમલ

ધર્મો સંભારે છે.

પ્ર૦ એ (બાકત્રિઆના) રાજ્યને કોણે અને કેઈ જાતના લોકોએ જી-
તી લીધું?

ઉ૦ એ રાજ્ય પારથીઆના શક લોકે જીતી લીધું, ને એ શક લોક તુ-
ર્ક હતા.

પ્ર૦ એ તુર્ક રાજ્ય કોણે જીતી લીધું અને તેમની રાજ્યધાની ક્યાં આ
ગળ ને પાટ નગર કયું શેહેર કર્યું?

ઉ૦ એ રાજ્ય બ્રાહ્મણ ધર્મ માનનારા રજપુત લોકે જીતી લીધું. અને તે
ની પ્રથમ રાજ્યધાની કાબુલ સેહેરમાં હતી, આગળ તેમણે પાછા
હઠી લાહોર પાટ નગર કર્યું.

પ્ર૦ અશોકના અમલ પછી કીા વંશને હાથ રાજ્ય ગયું ને ત્યારપછી
કીયા વંશ થયા?

ઉ૦ સાહવંશ (જે બાકત્રિઆને તાબીન હતો) તેને હાથ ગયું ને ત્યાર
પછી વલ્લભીવંશ, ચાવડાવંશ, સોળંકી, ને વાઘેલાવંશ.

પ્ર૦ મગધ દેશમાં મૌર્યવંશ પછી કયા મુખ્ય વંશ થયા ને તેમણે ક્યાં
સુધી અમલ કર્યો?

ઉ૦ સંગાકુળે, ઈ૦ સ૦ પુ૦ ૮૬ સુધી; કન્વાવંશે ઈ૦ સ૦ ૩૧ લગી.
આંધ્રવંશ, ને પરમારવંશ.

પ્ર૦ પરમાર વંશમાં સૌથી પ્રખ્યાત રાજા કીયા અને તેમની રાજ્યધા-
ની કઈ?

ઉ૦ વિક્રમરાજા અને ભોજ માળવામાં થ ગયા છે.

પ્ર૦ પરમાર વંશનું રાજ્ય ક્યાં સુધી માળવામાં રહ્યું તે કીયા મુસલમાન
સરદારે જીત્યું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૨૩૧ માં મુસલમાનોએ માળવા વશ કર્યું ત્યાં સુધી, ને
તે અલ્તમશીને જીતી લીધું.

પ્ર૦ વિક્રમ રાજા કેવો હતો ને તેને શું નામ આપાયલું છે?

ઉ૦ એ રાજા ઘણો દયાળુ અને પરોપકારી હતો ને તેને પરદુઃખભંજન
નામ આપાયલું છે.

પ્ર૦ મુસલમાન રાજાઓ હુમલો કરવા લાગ્યા તે પહેલાં નર્મદાની ઉ-

નરે હિમાલય સુધી કીયાં છ મોહોટાં રાજ્યો હતાં ને ત્યાં કયા ધા-રો હતો?

ઉ૦ (૧) પંજાબ (૨) દિલ્હી (૩) કનોજ (૪) બંગાળા (૫) મેવાડ (૬) ગુજરાત વખતે એ છમાનુ કોઇ બીજાં રાજ્યો તમામને આધિ પ-ણું તેનું કારણ એ કે રાજાઓ સંપ કરી એકઠા મળે અને રાજ સભામાં કોઇને રાજાધિરાજ નિમે એવો કાયદો નોહોતો માટે લ-ડાઇઓ થતી ને તેમાં જે ભૂપતી મહા બળવાન ને પરાક્રમી નીકળે ને તેની પાસે બીજાં સાધનો હોય ત્યારે સર્વેનો ઉપરી થાય એવો ધારો હતો.

પ્ર૦ આપણા સંસ્કૃતમાં કયા મુલકને દ્રાવિડ દેશ કહે છે?

ઉ૦ મુંબાઇ અને મદ્રાસ ઇલાકાના દક્ષિણના મોટા ભાગને દ્રાવિડ દેશ કહે છે.

પ્ર૦ દ્રાવિડ દેશ ઉપર પ્રથમ કોણે સ્વારીઓ કરી?

ઉ૦ (૧) અયોધ્યાના રામે કરી (૨) ચંદ્રગુપ્તે (૩) કાશમીરના ગોનાર્દ કુળના રાજા મેઘવાહને કરી (૪) બંગાળાના રાજા દેવપાળદેવે કરી.

પ્ર૦ તે વખતે દક્ષિણમાં મોટાં મોટાં કીયાં રાજ્યો હતાં ને તેનાં નામ શાં ને ત્યાં કોણ રાજ્ય કરતુ હતું?

ઉ૦ મધુપુરી (મદુરા) માં પાંડ્ય વંશના રાજા રાજ કરતા હતા; બીજુ કાંચી (કંજીવરમ કે કાંચી પુરમ) અહીઆં ચોળ વંશના રાજા રાજ કરતા હતા ત્રીજુ ત્રાવણકોર, મલબાર, મહેસુરનો આથમણો ભાગ તેમાં ચેરા કુળના રાજા રાજ્ય કરતા હતા. ચોથુ ગોદાવરીને કાંઠે પૈઠણ નગરમાં ઈ૦ સ૦ ૭૭ માં શાલીવાહન નામે મોટો રાજા રાજ્ય કરતો હતો પાંચમુ કલ્યાણમાં ચાલુક્ય (સોળંકી) રાજા રાજ્ય કરતો હતો છઠુ વરંગુળનુ રાજ્ય, સાતમુ ઓઢીઆ પ્રાંત, એમાં કેશરી વંશના રાજા રાજ્ય કરતા હતા.

પ્ર૦ શિવાયત પંથ કોણે કહાડ્યો?

ઉ૦ બસવ નામે બ્રાહ્મણે.

પ્ર૦ વરંગુળને ઓઢીઆમાં કોનુ રાજ્ય હતું?

ઉ૦ વરંગળમાં મગધના આંધ્રકુળ રાજાએ રાજ્ય કરવાથી આંધ્ર રાજ હતું

ને ઓઢીઆમાં કેસરીવંશ ઈ૦ સ૦ ૧૧૩૧ સુધી, કટકમાં ગજપતિ રાજા સન ૧૫૬૮ સુધી હતા અને તમલકકે મેદનીપુરની પાસે ભંગા વંશના રાજાનું રાજ્ય હતું.

---

## પ્રકરણ ૪ થું.

પ્ર૦ મુસલમાની સન ક્યારથી ગણાય છે, અને તે હીજરી સન શાથી કહેવાય છે?

ઉ૦ ઈ૦ સ૦ ૬૨૨ માં મહમદ પેગમ્બરે મક્કામાં ઉપદેશ કરી પોતાનો મત ચલાવવા માંડ્યો તે વખતે ત્યાંના લોકો ગુસ્સે થયા, ને તેને મારી નાંખવાનો ઇરાદો કર્યો, તેથી મહમદ પેગમ્બર ત્યાંથી નાશીને મદીને ગયો,. નાસવાને આરબી ભાષામાં હીજરી કહે છે; તેથી તે સન હીજરી કહેવાય છે.

પ્ર૦ મહમદનો ધર્મ શી યુક્તિથી અને શું શીખવ્યાથી બધે ફેલાયો?

ઉ૦ તેણે લોકોને એવું શીખવ્યું કે જે ધર્મને માટે મરે તે સ્વર્ગે જાય ને મુસલમાન ધર્મમાં ગમે તે પ્રકારે બીજાને લાવવા તે મોટું પુન્ય છે એવું શીખવ્યાથી મુસલમાન ધર્મનો ફેલાવો થયો.

પ્ર૦ પેગમ્બરની પછી ગાદીએ બેસનારને શું કેહેતા?

ઉ૦ ખલીફા કહેવાતા.

પ્ર૦ હિંદુસ્તાન ઉપર કયા મુસલમાન સરદારે પેહેલ વેહેલી સ્વારી કરી, ને તેની સામો કયો રજપૂત રાજા થયો ને તેનું શું થયું ને કેવી શાલમાં?

ઉ૦ બસરાના સુબાએ મહમુદ કાશીમને સિંધુ ઉપર ચુરાઈ કરવાને મોકલ્યો, એ વેળાએ ત્યાં દાહીર નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો; તે કાશીમની સામે થયો પણ એ લડાઈમાં દાહીર મરાયો કાશીમે તેની રાજધાની દેવલ નગર જીત્યું, ને લુંટી લીધું, ને ત્યાંની વસ્તીને કતલ કરી; ત્યાર પછી કેટલેક વર્ષે રજપુતોએ રાજ્ય પાછું લીધું.

પ્ર૦ મહમુદ કાશીમ પછી ભરતખંડ ઉપર કોણે સ્વારી કરી. ને તેની સામો કયો રજપુત રાજા થયો?

ઉ૦ અલપ્તગીનના જમાઈ સબક્તગીને ભરતખંડ ઉપર ચડાઈ કરી; તે વખતે તેની સામે લાહોરનો જયપાળ રાજા થયો; તેમાં તે હાર્યો.

પ્ર૦ સબક્ત ગીનની પછી ગીજનીની ગાદીએ કોણ બેઠું અને તેણે શાં પરાક્રમ કર્યાં?

ઉ૦ સબક્તગીનની પછી તેનો છોકરો મહમુદ ગીજનીની ગાદીએ બેઠો, તેણે ભરતખંડમાં બાર સ્વારીઓ કરી, અને હિંદુઓના દેરાની મુર્તીઓ ખંડન કરી બહુ ધન લુટી ગયો; તેણે પહેલી સ્વારી ૧૦૦૧ માં કરી.

પ્ર૦ મહમુદ છેલ્લી સ્વારી કઈ સાલમાં ને કોના ઉપર કરી, ને તેમાં શું થયું?

ઉ૦ મહમુદે છેલ્લી સ્વારી ૧૦૨૪ માં ગુજરાત ઉપર કરી, તેથી ત્યાંનો રાજા ભીમ રાજધાની છોડી નાશી ગયો. તેથી મહમુદ સોમનાથ ઉપર ગયો. ત્યારે તેની સામે રાજા ભીમ લશ્કર લઈ લડવા ગયો, લડાઈ થઈ તેમાં ભીમ હાર્યો, પછી સોમનાથના દેરાની મુરતીઓ ભાગી નાખી ને ધન લઈ ગયો.

પ્ર૦ મહમુદનાં વંશજો નબળા હોવાથી ગીજનીનું રાજ્ય કોના હાથમા ગયું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૦૮૯ માં મહમુદ ઘોરીએ ગીજની જીતી લીધું ને ગીજનીની ગાદીએ બેઠો.

પ્ર૦ શાહાબુદીન (મહમદ ઘોરી) એ ભરતખંડ ઉપર ક્યારે સ્વારી કરી ને તેની સામે કયો રાજા થયો?

ઉ૦ ૧૧૯૧ માં સુલતાન ઘોરીએ હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી, ને તેની સામે પૃથુરાજ થયો.

પ્ર૦ થાણેશ્વર આગળ કોની કોની વચ્ચે લડાઈ થઈ, તેમાં શો પરીણામ થયો?

ઉ૦ ૧૧૯૩ માં મહમુદ ઘોરી અને પૃથુરાજ વચ્ચે થાણેશ્વર આગળ લડાઈ થઈ, તેમાં પૃથુરાજ હાર્યો.

પ્ર૦ કુતુબુદીન કોણ હતો?

ઉ૦ શાહાબુદીન ઘોરીનો ગુલામ હતો. પૃથુરાજને હરાવીને સુલતાન દેશ

ગયો ત્યારે તે હિંદુસ્તાનનો સુબો થયો હતો.

પ્ર૦ શાહાબુદ્દીન ઘોરી કઈ સાલમાં ગુજરી ગયો, ને કોણે મારી નાંખ્યો?

ઉ૦ ગકખર નામે પાહાડી લોકે ૧૨૦૫ માં મારી નાખ્યો.

પ્ર૦ શાહાબુદ્દીન પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ કુતુબુદ્દીન ગાદીએ બેઠો, એ જાતનો ગુલામ હતો, તેથી તેના વંશ ને ગુલામ કહેવાય છે.

---

## પ્રકરણ ૫ મું.

પ્ર૦ ગુલામવંશ કેઈ સાલથી કેઈ સાલ સુધી રહ્યો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૨૦૬ થી ૧૨૯૦ સુધી.

પ્ર૦ ગુલામવંશના કેટલા સુલતાનો થયા અને તેમણે દરેકે ક્યારથી ક્યાં સુધી ને કેટલાં વરસ રાજ કર્યું?

ઉ૦ ગુલામવંશના ૧૧ સુલતાન થયા અને તેમણે દરેકે નિચે પ્રમાણે રાજ્ય કર્યું.

| | | | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| કુતુબુદ્દીન | ૧૨૦૬ | થી | ૧૨૧૦ | ૪ |
| આરામ | ૧૨૧૦ | થી | ૧૨૧૦ | ૦ |
| અલ્તમશ | ૧૨૧૦ | થી | ૧૨૩૫ | ૨૫ |
| રૂકનુદ્દીન | ૧૨૩૫ | થી | ૧૨૩૬ | ૧ |
| રજીઆબેગમ | ૧૨૩૬ | થી | ૧૨૩૯ | ૩ |
| બેરામ | ૧૨૩૯ | થી | ૧૨૪૧ | ૨ |
| મસુદ | ૧૨૪૧ | થી | ૧૨૪૬ | ૫ |
| નાસિરૂદ્દીન | ૧૨૪૬ | થી | ૧૨૬૫ | ૧૯ |
| બલબન | ૧૨૬૫ | થી | ૧૨૮૭ | ૨૨ |
| કૈકુબાદ | ૧૨૮૭ | થી | ૧૨૯૦ | ૩ |

પ્ર૦ ગુલામ વંશને દિલ્લીની ગાદી શી રીતે આવી?

ઉ૦ શાહાબુદ્દીનને દીકરો ન હોવાથી તેના પાળેલા બાર ગુલામોને જે જે મુલકો ઉપર સુબા ઠરાવ્યા હતા, તે શાહાબુદ્દીનના પડ્યા પછી પોતે ડબાવી પડી સ્વતંત્ર થયા. તેમાં કુતુબુદ્દીનના ભાગમાં દિલ્હીનો મુલક હતો.

પ્ર૦ અલ્તમશ કોણ અને તેણે શાં શાં પરાક્રમ કર્યાં?

ઉ૦ અલ્તમશ કુતુબુદ્દીનનો ગુલામ અને જમાઇ હતો. તેણે પો-તાના બાપના સાળા આરામ પાસે રાજ્ય ખુંચાવી લઇને મુલતાન તથા ઉત્તર સિંધ અને પંજાબ તથા બાહારના સુલતાનોને જીતી તેમનાં રાજ્ય કબજ કર્યાં અને કદી ન જીતાયલો માળવા પ્રાંત પ-ણ જીતી લીધો. કુતુબુદ્દીનના કરવા માંડેલો કુતુબમીનાર પૂરો ક-રાવ્યો.

પ્ર૦ રજીઆબેગમના હાથમાં રાજ્ય કેમ આવ્યું ને કેમ ગયું?

ઉ૦ અલ્તમશનો દીકરો રુકનુદ્દીન નઠારો હોવાથી લોકોમાં અપ્રીય હતો તેની પાસેથી તેની બેન રજીઆબેગમે રાજ્ય લઇ લીધું. તે રાજ કાજમાં ડાહી હતી. પણ તે એક ગુલામ સાથે પ્રીતી કરી બીજા સરદારોને અપ્રીય થઇ. તેથી તમામ સરદારો નારાજ થઇ તેને પ-કડી ખુબ હાલ કર્યા.

પ્ર૦ ત્યાર પછી રાજની શી હકીકત થઇ?

ઉ૦ બેહેરામ ને મસુદ બે નઠારા રાજા હતા તથા નાસરુદીન ભલો ને સાદો માણસ હતો. તેથી એના વખતમાં રાજ્યમાં ગરબડ ઘણી ચાલી, પણ નાસરુદ્દીનનો બુલબન નામે વજીર અને (અલ્તમશનો જમાઇ પણ થતો હતો) તેણે સઘળાં બંડ સમાવ્યાં ને નાસરુદ્દીન ન સંતાન હોવાથી ગાદીપર બેઠો.

પ્ર૦ કૈકુબાદના રાજ્યની હકીકત કહો?

ઉ૦ એને નીઝામુદ્દીન વજીર ઘણો ખરાબ મળ્યો હતો. તેથી એના રા-જ્યને ઘણું નુકશાન થયું. વળી કૈકુબાદને તેના બાપ તથા આખા કુટુંબ સાથે અણબનાવ કરાવ્યો, ને આખરે આવી તકરારોમાં ની-ઝામુદ્દીનને ઝેર દઇ માર્યો.

પ્ર૦ પંજાબમાં બંડ કેઇ સાલમાં થયું?

ઉ૦ ઇ૦ સ૦ ૧૨૭૯

પ્ર૦ જલાલુદ્દીન કોણ હતો અને તેણે રાજ્ય કેવી રીતે મેળવ્યું ?

ઉ૦ એ ખીલજી સરદારને નીઝામુદ્દીનના મરણ પછી કૈકુબાદે પોતાનો વ-જીર બનાવ્યો હતો આ વજીરે પોતાના રાજાને મારી નંખાવી તેના

બાદશાહોનો નાશ કરી રાજપદ ધારણ કર્યું.

પ્ર૦ જલાલુદ્દીનના વંશજોને શું કહે છે અને ક્યારથી ક્યાં સુધી રાજ્ય કર્યું?

ઉ૦ એના વંશજોને ખિલજી કહે છે અને તેમણે ઇ૦ સ૦ ૧૨૯૦ થી ૧૩૨૦ સુધી રાજ્ય કર્યું.

પ્ર૦ ખિલજી વંશના બાદશાહોના નામ તથા કેઇ શાલથી ક્યાં સુધી કેટલા વરસ રાજ્ય કર્યું તેનો કોઠો બનાવો?

ઉ૦

| | | | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦ | થી | ૧૨૯૫ | ૫ |
| ઇબ્રાહીમ | ૧૨૯૫ | થી | ૧૨૯૫ | ૦ |
| અલ્લાઉદ્દીન ખુની | ૧૨૯૫ | થી | ૧૩૧૫ | ૨૦ |
| ઉમ્મર | ૧૩૧૫ | થી | ૧૩૧૬ | ૧ |
| મુબારક | ૧૩૧૬ | થી | ૧૩૨૦ | ૪ |
| ખુશરૂ | ૧૩૨૦ | થી | ૧૩૨૦ | ૦ |

પ્ર૦ અલ્લાઉદ્દીન ખુની કોણ હતો અને તેણે નામ દાયક કામ શું કર્યું?

ઉ૦ અલ્લાઉદ્દીન જલાલુદ્દીનનો ભત્રીજો હતો અને તેને અયોદ્ધા પ્રાંતની સુબેદારી સોંપી હતી તેણે દક્ષિણપર સ્વારી કરી પુષ્કળ દ્રવ્ય લેઇ દિલ્હી આવ્યો, દિલ્હી આવ્યો ત્યારે તેનો કાકો જલાલુદ્દીન જેણે એને સરદાર બનાવ્યો હતો તે એને ગોડા સ્વારો લઇ મળવા ગયો કાકા ભત્રીજાની મુલાકાત થઇ એટલે એ દગે પોતાના કાકાને મારી નંખાવ્યો. પછી બેગમે બાળકુવર ઇબ્રાહીમની દુવાઇ ફેરવી તેથી બેગમ તથા બે શાહાજાદાને મારી નંખાવ્યા તથા પોતે ગાદીએ બેઠો

પ્ર૦ અલાઉદ્દીને જ્યારે ગુજરાત જીતવા ફોજ મોકલી ત્યારે ગુજરાતમાં રાજા કોણ હતો અને તેનુ પરીણામ શું થયું?

ઉ૦ આ વખતે ગુજરાતમાં કરણ વાઘેલો રાજા હતો તેનાથી ગુજરાતનો બચાવ કરી શકાયો નહી, દેશની પરાધી થઇ અને મુસલમાની રાજની સ્થાપના થઇ.

પ્ર૦ અલાઉદ્દીનના વખતમાં મુગલો ચઢી આવ્યા, તેનો પરીણામ શો થયો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૨૯૮ માં મુગલો લુંટ કરતા આવ્યા અલાઉદ્દીનના સે-

બાપની જાફરખાંએ તેઓને હરાવ્યા.

પ્ર૦ જાફરખાનને શો બદલો મળ્યો?

ઉ૦ તેના બદલામાં જાફરખાને શત્રુને હાથે મરવા દીધો.

પ્ર૦ બીજા કયા જબરા માહારાજાઓને જીત્યા?

ઉ૦ રણથંભોરના અને ચીતોડના.

પ્ર૦ કાફુર કોણ હતો?

ઉ૦ ખંભાત લુટયું ત્યારે ઘણાક માણસોને ઝાલી ગુલામ કર્યા હતા તે-માંનો એ એક હતો.

પ્ર૦ કાફુરે શું જીત્યું?

ઉ૦ તૈલંગણમાં વરંગુલ, પછી કર્નાટક તથા મલબાર જીત્યાં.

પ્ર૦ અલ્લાઉદ્દીન કેઈ સાલમાં મરી ગયો અને તેની પછી ગાદીએ કોણ બેઠું?

ઉ૦ અલ્લાઉદ્દીનના પછી તેના ચોથા છોકરા ઉમ્મરને ગાદીએ બેસાડી તેના નામથી કાફુર રાજ્ય કરવા લાગ્યો. ઈ.સ.૧૩૧૫માં ગુજરી ગયો.

પ્ર૦ કાફુરે દુષ્ટ કામ શું આરંભ્યું?

ઉ૦ તેણે મોટા બે શાહજાદાઓની આંખ્યો ફોડી અને ત્રીજા મુબારકનો જીવ લેવા મારા મોકલ્યા તેઓએ ફરી જઈને કાફુરનો વધ કર્યો

પ્ર૦ મુબારકે મુખ્ય ઘાતકી કામ શું કર્યું?

ઉ૦ માહારાષ્ટ્રના રાજા હરપાળને પકડી આણી તેની ચામડી ઉતરડી મારી નાંખ્યો.

પ્ર૦ ખુશરૂખાં કોણ હતો?

ઉ૦ એ જાતે ઢેડ હતો પણ રાજા મુબારકે પોતાનો વાહાલો ગણી વ-જીર બનાવ્યો હતો તેણે મુબારકને તથા ત્યાર પછી રાજ્ય વંશના, તથા રાજ્ય કુળના સગપણના એક એક મરદને મારી નાખી ત-ખ્તનો દાવો કરનાર કોઈ રહેવા દીધું નહી અલાઉદ્દીનના વડા દી-કરાની વહુ દેવળદેવીને પોતે પરણ્યો તથા પાદશાહી જનાનાની વહુ તથા બીજી બેટીઓને પોતાના સગા વાહાલા ઢેડમાં હતા તેઓને દીધી.

પ્ર૦ ખુશરૂ કેઈ સાલમાં મરી ગયો અને કોણે માર્યો?

પ્ર૦ પંજાબની ફોજ, સરદાર ગ્યાસુદ્દીન તઘલખના ઉપરી પણા નીચે એના સામે લડી તેમાં માર્યો ગયો અને કોણ માર્યો?

ઉ૦ પંજાબની ફોજ, સરદાર ગ્યાસુદ્દીન તઘલખના ઉપરીપણા નીચે એના સામે લડી તેમાં માર્યો ગયો ઈ૦ સ૦ ૧૩૨૦

પ્ર૦ ત્યાર પછી ગાદીએ કોણ બેઠું ને તે વંશને શું કહે છે?

ઉ૦ ત્યાર પછી ગ્યાસુદ્દીન ગાદીએ બેઠો ને તેનાં વંશને તઘલખ વંશ કહે છે.

પ્ર૦ તઘલખવંશનાં પાદશાહોનાં નામ, કોણ કયારથી કયાં સુધી અને કેટલા વરસ રાજ્ય કરયું તેનો કોઠો બનાવો?

| | | | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| ગ્યાસુદ્દીન તઘલખ | ૧૩૨૦ | થી | ૧૩૨૫ | ૫ |
| મહમદ તઘલખ | ૧૩૨૫ | થી | ૧૩૫૧ | ૨૬ |
| ફિરોજશાહ | ૧૩૫૧ | થી | ૧૩૮૮ | ૩૭ |
| ગ્યાસુદ્દીન બીજો | ૧૩૮૮ | થી | ૧૩૮૯ | ૧ |
| અબુબકર | ૧૩૮૯ | થી | ૧૩૮૯ | ૦ |
| નાશરૂદ્દીન | ૧૩૮૯ | થી | ૧૩૯૨ | ૩ |
| સિકંદર | ૧૩૯૨ | થી | ૧૩૯૨ | ૦ |
| મહમુદશાહ | ૧૩૯૨ | થી | ૧૪૧૪ | ૨૨ |

પ્ર૦ ગ્યાસુદ્દીન પછી તેની ગાદીએ કોણ બેઠું તથા તેણે શાં કૃત્ય કર્યાં?

ઉ૦ એનો છોકરો મહમદ તઘલખ ગાદીએ બેઠો તે ભણેલો, બુદ્ધિમાન સુરવીર, પણ ગાંડાઈના કામ કરે, તેવો હતો. દેવગઢ રાજ્યધાની કરવાના ઈરાદાથી દિલ્હીની વસ્તીને ત્યાં જઈ રેહેવાને આ ગાંડા શાહે ફરમાવ્યું તેથી હજારો માણસ રસ્તામાં રખડી મુઆ. ઈરાન અને ચીન ઉપર સ્વારીઓ કરવાને મોટાં લશકર મોકલ્યાં પણ તેમાં બહુ નુકશાન થઈ કામ થયું નહી. પીતળનાં નાણાં ચલાવવાનો કોશીશ કરી તેથી પણ લોકની ખરાબી થઈ, અંતે સિંધ ઉપર સ્વારી કરી તેમાં એ માર્યો ગયો.

પ્ર૦ મહમદ પછી કોણ ગાદીએ આવ્યું?

ઉ૦ એના પછી એનો ભત્રીજો ફીરોજશા ગાદીએ બેઠો લડાઈ ચલાવ-

ભવામાં બુદ્ધિમાન હતો. તે ભોળો તથા દયાળુ હતો, તેણે લોકોનેશો- ર્થા ધર્મશાળા, મદ્રેશા, મસજીદો, કુવા, વાવ, તળાવ, ખેતરોમાં પાણી પહોચે તેમ નદીઓને લગતી ખાડીઓ વિગેરે કામ કર્યાં છે.

પ્ર૦ તઘલખવંશમાં છેલો રાજા કોણ થયો અને તેના રાજ્યમાં જાણવા જોગ શા શા બનાવો બન્યા?

ઉ૦ છેલો રાજા મહમદશાહ થયો તેના વખતમાં ઈ૦ સ૦ ૧૩૯૮ માં તૈમુર નામે વિકાળ બાદશાહ મુગલ તથા તુર્ક સૈન્ય લઇ દેશ લુટતો ને બાળતો તથા હજારોનાં ખુન કરતો આવ્યો, તેની સામે ગયેલી દિલ્લીની ફોજ હારી. મહમુદશાહ ગુજરાત ભાગી નાઠો ને તૈમુર દિલ્લીમાં પેઠો; પાંચ દહાડા લગી શેહેરમાં લુટ ને કતલ ચાલી.

પ્ર૦ ત્યાર પછી દિલ્લીમાં કોણે રાજ્ય કર્યું?

ઉ૦ બે માસ આ રાજ્ય રહ્યા પછી નસરતખાંને પછી અકારાખાં પાંસેથી મહમુદે પાછો આવી ઈ૦ સ૦ ૧૪૧૨ સુધી નામનું રાજ્ય કર્યું પછી દોલતખાંએ બાદશાહ કહેવડાવ્યા વિના બે વરસ અમલ કર્યો.

પ્ર૦ સૈયદ ખીજરખાં કોણ હતા અને તેણે શું પરાક્રમ કર્યું?

ઉ૦ સૈયદ ખીજરખાંનને તૈમુરે મુલતાનનો સુબેદાર ઠેરવ્યો હતો, તેણે દિલ્લી જીતી લીધું અને સૈયદવંશની સ્થાપના કરી.

પ્ર૦ સૈયદ વંશના પાદશાહોનાં નામ, કેટલાં વર્ષ ને ક્યાં સુધી રાજ્ય કર્યું.

| રાજાનાં નામ. | | | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|---|---|
| સૈયદ ખીજરખાં | ૧૪૧૪ | થી | ૧૦૨૧ | ૭ |
| ” મુબારક | ૧૪૨૧ | થી | ૧૪૩૩ | ૧૨ |
| ” અહમદ | ૧૪૩૩ | થી | ૧૪૪૩ | ૧૦ |
| ” આલમ | ૧૪૪૩ | થી | ૧૪૫૦ | ૭ |

પ્ર૦ સૈયદવંશ પછી કીયો વંશ થયો?

ઉ૦ લોદી વંશ થયો.

પ્ર૦ લોદીવંશના પાદશાહનાં સાલવાર નામ લખો?

| ઉ૦ રાજાનાં નામ | ક્યાંથી | | ક્યાંસુધી | કેટલા વરસ. |
|---|---|---|---|---|
| બહલોલ લોદી | ૧૪૫૦ | થી | ૧૪૮૮ | ૩૮ |

| | | | | |
|---|---|---|---|---|
| સિંકદર લોદી | ૧૪૮૮ | થી | ૧૫૧૭ | ૨૯ |
| ઇબ્રાહીમ લોદી | ૧૫૧૭ | થી | ૧૫૨૬ | ૯ |

પ્ર૦ લોદી વંશના છેલ્લા રાજાના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ એ સુલતાન ગર્વીષ્ટ હતો, તેથી સરદારો નારાજી થયા. તેના ભાઇએ જવાનપુરમાં બળવો કર્યો તેથી તેને પકડી ઠેર મારયો, ને બીજા ઘણા માણસોને માર્યા. સખતાઇ ઘણી કરવાથી તેનાં પરીણામ માઠાં થયાં. દોલત લોદી પંજાબનો અધિકારી હતો; તેણે કાબુલના સુલતાન બાબરને બોલાવ્યો.

પ્ર૦ પાણીપતનુ યુદ્ધ કોની વચ્ચે થયું, કેઇ સાલમાં ને સો પરીણામ થયો?

ઉ૦ બાબર ને ઇબ્રાહીમ વચ્ચે ઇ૦ સ૦ ૧૫૨૬ માં તેમાં ઇબ્રાહીમ હાર્યો.

પ્ર૦ લોદી વંશ સુધી જે મુસલમાન પાદશાહ થયા તે ઘણું કરી શું કરી ગયા?

ઉ૦ ઘણા ખરાએ ધર્માંધ થઇ હિંદુને દુઃખી કર્યા વખતે કોઇએ પોતાના ધર્મને મસીદો બંધાવી તથા મદ્રેશા કરાવી જરા ઉત્તેજન આપ્યું, બાકી ઘણા ખરા પ્રજા પીડનાર હતા.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

પ્ર૦ દિલ્હીની બાદશાહી ટુટવાથી કયા કયા વિભાગો થયા?

ઉ૦ બંગાળા, જવાનપુર, માળવા, મેવાડ, ગુજરાત, ખાનદેશ, દક્ષિણમાં બાહ્મણી રાજ્ય.

પ્ર૦ કાશમીરમાં ગોનાર્દ વિગરે કુળોના રાજ્ય કયાંથી કયાં સુધી રહ્યાં?

ઉ૦ ઇ૦ સ૦ પુર્વે ૩૭૧૪ થી ઇ૦ સ૦ ૧૨૯૪ સુધી.

પ્ર૦ ઇ૦ સ૦ ૧૩૧૫ માં કાશમીરમાં કોણ રાજા હતો, અને તેનો પ્રધાન કોણ અને અંતે શો પરીણામ થયો?

ઉ૦ તે વખતે સહદેવ રાજા હતો, તેના વખતમાં શાહમીર નામે મુસલમાન ચડતાં ચડતાં પ્રધાન પદને પામ્યો. આગળ આણંદદેવ રાજાએ તેને કાઢી મુકયો, તેણે બંડ ઉઠાવ્યું, તેના સંતાપથી રાજા મરણ પામ્યો. અને મીર ગાદીએ બેઠો.

પ્ર૦ બંગાળી પાદશાહીનો અંત કોણે આણ્યો?

ઉ૦ અકબરે.

પ્ર૦ જવાનપુરમાં કોણે ક્યારથી ક્યાં સુધી સ્વતંત્ર રાજ્ય કર્યું તેમને કોણે જીત્યા?

ઉ૦ શર્કી વંશજોએ ઈ૦ સ૦ ૧૩૯૩ થી ૧૪૭૪ સુધી સ્વતંત્ર રાજ્ય કર્યું. તેમને બહલોલ લોદીએ જીત્યા.

પ્ર૦ માળવાનું રાજ્ય કોણે જીત્યું?

ઉ૦ ગુજરાતના બાહાદુર શાહે.

પ્ર૦ સુબેદાર ઝુફરખાંએ ગુજરાતની બાદશાહી સ્થાપી હતી તેનો અંત કોણે આણ્યો?

ઉ૦ અકબરે.

પ્ર૦ અકબરના વખતમાં બીજા કીયા કીયા મુલક જીતાયા?

ઉ૦ સિંધ અને ખાનદેશ.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્ય ક્યાં હતું? ને તેનું નામ બ્રાહ્મણી કેમ પડયું?

ઉ૦ દક્ષિણમાં હતું, ને કોઈ ગંગુ નામે બ્રાહ્મણનો હુસેન નામે ચતુર ને ડાહ્યો ગુલામ મુસલમાન હતો. તે મહમદ તઘલખના વખતમાં ઈ૦ સ૦ ૧૩૪૭ માં પાદશાહ બન્યો, પણ પોતાના શેઠ બ્રાહ્મણ હોવાથી તેની નામના રાખવા પોતે હુસેન ગંગુ બ્રાહ્મણી એ નામ કહેવડાવા લાગ્યો.

પ્ર૦ બ્રાહ્મણી વંશમાં કેટલાં પાદશાહ થયા? ને કેટલા વર્ષ રાજ્ય રહ્યું?

ઉ૦ ૧૮ પાદશાહ થયા ને ૧૫૦ વર્ષ રાજ રહ્યું.

પ્ર૦ તેના કેટલા ભાગ થયા હતા ને દરેક શા નામથી ઓળખાતા હતા?

ઉ૦ વરાડમાં ઈ૦ સ૦ ૧૪૮૪ માં થયુ તે ઇમાદશાહી નામથી ઓળખાતા બીજુ ઈ૦ સ૦ ૧૪૮૭ માં અહમદ નગરમાં નિજામશાહી એ નામથી ઓળખાતા તથા ત્રીજુ ઈ૦ સ૦ ૧૪૮૯ માં બિજાપુરમાં આદીલશાહી નામથી ઓળખાતા ચોથુ—ઈ૦ સ૦ ૧૫૧૨ માં ગોવલકોંડામાં કુતુબશાહી એ નામથી ઓળખાતા હતા.

પ્ર૦ ભરતખંડનો વેપાર યુરોપ સાથે શી રીતે ચાલ્યો?

ઉ૦ ભરતખંડના આથમણા કાંઠાના બંદરોમાં લાલ સમુદ્રથી મુસલમાન

વેપારીઓનાં વહાણ માલ વેચાતો લેવા આવતાં, ને ઘણોક માલ ઇરાનની વાટે પણ જતો; ભરતખંડનો એમ ગએલો માલ શિરીયા અને મિસરના બંદરોમાંથી યુરોપના વેપારીઓ વહોરતા. તેમને ભરતખંડના વેપારથી મોટો નફો થતો તેથી તેઓ પંડે માલ ખ-રીદ કરવાને સન ૧૪૯૮ માં કેપઓફ ગુડ હોપનો રસ્તો માલમ પડયા પછે આવવા લાગ્યા અને તેથી યુરોપનો વેપાર ભરતખંડ સાથે જોડાયો.

પ્ર૦ યુરોપની જે જે પ્રજા ભરતખંડમાં આવી હોય તેઓના સાલવાર નામ લખો?

ઉ૦ પોર્તુગીજ ઇ૦ સ૦ ના પંદરમા સૈકામાં, વલંદા ઇ૦ સ૦ ના સોળમા સૈકામાં, ઇંગ્રેજો સોળમા સૈકામા, ફ્રેંચ લોકો સત્તરમા સૈકામાં.

પ્ર૦ પોર્તુગીજના કીયા બે સરદાર કેઇ કેઇ સાલમાં આવ્યા?

ઉ૦ વાસ્કોડી ગામા ઇ૦ સ૦ ૧૪૯૮ માં આલબુકર્ક ઇ૦ સ૦ ૧૫૦૮ માં આવ્યો.

પ્ર૦ પોર્તુગીજ લોકોની ભરતખંડમાં કેઇ કેઇ જગાઓ છે?

ઉ૦ દીવ, દમણ અને ગોવા.

પ્ર૦ પોર્તુગીજને જોઇને યુરોપના બીજા કયા કયા લોક ભરતખંડમાં આવ્યા?

ઉ૦ વલંદા ફ્રેંચ, ઇંગ્રેજ વિગરે પોતે પોતાની ઇસ્ટ ઇંડિઆ કંપની ક-રીને ભરતખંડમાં આવ્યા.

પ્ર૦ વલંદાએ પોતે કયાં થાણું કર્યું?

ઉ૦ પોર્તુગીજ પાસેથી આમબોયના લઇ તથા ચિન્સુરાએ બે ગામોમાં થાણાં કર્યાં.

પ્ર૦ ઇંગ્રેજ ઇસ્ટ ઇંડિઆ કંપનીએ કઇ સાલમાં પટો મેળવ્યો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૬૦૦ માં.

પ્ર૦ ઇંગ્રેજ ઇસ્ટ ઇંડિયા કંપનીએ પ્રથમ કયાં કોઠી ઘાલી?

ઉ૦ સુરતમાં.

પ્ર૦ સુરતમાં ચોરાસી બંદરના વાવટા ઉડે છે? એમ શાથી કહેવાયું?

ઉ૦ વલંદા ઇંગ્રેજ, ફ્રેંચ એ લોકોના ભારે વેપારથી તથા ચીન; ઇરાન

અફગાનીસ્તાન, બંગાળાના બારે નેપાળથી તથા મહે જવાનું એ અંદર હતું તેથી બાબરા ઉઠે તે એમ કહેવાયું.

---

## પ્રકરણ ૭ મું.

પ્ર૦ અત્યાર સુધીમાં તુર્કી તથા પઠાણ રાજાઓ થયા? તેથી દેશમાં શો ફેરફાર થયો?

ઉ૦ મહમુદ ગઝનવીથી તે શાહાબુદ્દીન ગોરી સુધી તુર્કી લોકો ફક્ત દેશ ઉપર હુમલા કરતા પણ તમામ રાજ્ય વહિવટ તો હિંદુ રાજાના હાથ થયાં હતું. પણ ત્યાર પછી કુતુબુદ્દીનથી તે લોદી વંશનો આખર સુધી પઠાણો થયા તેમણે રજપુત સંસ્થાન તથા વિજય નગર સિવાય તમામ મોટાં મોટાં હિંદુ રાજ્યો જીતી લીધાં. અત્યાર સુધીના જે મુસલમાનો થયા તેમણે રાજ લેવા તથા હિંદુ ધર્મનો નાશ કરી મુસલમાની ધર્મમાં લેવા પ્રયત્ન કર્યો, તેમાં રાજ્ય જીત્યું. પણ હિંદુ લોકોને વટલાવતા હજારો ગરીબ હિંદુઓ માર્યા ગયા એટલુંજ નહી પણ તે લોકોના જુલમથી હિંદુઓમાંથી દેશાભિમાન જતુ રહ્યુ ને બળ હીન તથા બેનકુક બન્યા પુરતદા સંતાડવા લાગ્યા. અનંત જ્ઞાતીઓ થઇ બાળ લગ્ન થવા લાગ્યાં. વિધવાને સતી કરવા લાગ્યા. પુર્ન લગ્ન બંધ થયાં. તથા છોકરીઓને મારીને રજપુતો કેસરીઆં કરવા લાગ્યા.

પ્ર૦ મુગલ વંશનો પેહેલો પાદશાહ કોણ અને તે હિંદુસ્તાનમાં શી રીતે આવ્યો?

ઉ૦ બાબર, તેને બળવાખોર હાલતમાં દિલ્હીનું રાજ્ય જીતવા તેડી લાવ્યો.

પ્ર૦ બાબર મુગલ વંશી કેમ કેહેવાયો?

ઉ૦ એ મુગલવંશી નહોતો તથાપી તુર્ક અને પઠાણ પાદશાહો ઉપર મુગલોની માફક બાબર ચડી આવ્યો તેથી તે લોકોએ એને મુગલ કહ્યો અને એ નામ તેણે અને તેના વંશજોએ કબુલ રાખ્યું.

પ્ર૦ બાબર દિલ્હી પતિ થયો ત્યારે દિલ્હની પાદશાહી તથા બાહારના ભાગો કોને તાબે હતાં?

ઉ૦ બંગાળા સૈયદ નસીબશાહને તાબે હતો. મમદશાહ લોહાની બાહાર

નો સુલતાન હતો, મેવાડ માળવાનો કેટલોક ભાગ તથા બીજો કે-
ટલીક મુલક માહારાણાસંગને હાથ હતો. ચંદેરી અને આજુ બા-
જુ મેદનીરા અને હસ્તક હતું. ગુજરાતનો પાદશાહ બાહાદરશાહ હ-
તો; દક્ષિણ દેશ પાંચ મુશલમાની રાજ્ય અને બહુ વિજયનગરનુ
રાજ્ય એ રીતે વહેંચાયલો હતો, ગોવામાં પોરતુગીજ રાજ્ય હતું.

પ્ર૦ બાબર અને રજપુત રાજાઓ સાથે ક્યાં કયા યુદ્ધ થયું. અને પરી-
ણામ શો થયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૨૭ માં સીકરીની લડાઈ બાબર અને સંગ વચ્ચે થઈ
તેમાં સંગ મરાયો; ઈ૦ સ૦ ૧૫૨૮ માં ચંદેરીને ઘેરો ઘાલ્યો તેમાં
ચંદેરીનો મેદનીરાય મરાયો. પછી બંગાલાને બહાર પ્રાંત જીત્યા.

પ્ર૦ બાબર કેઈ સાલમાં મરી ગયો. અને તેના પછી ગાદીએ કોણ બેઠું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૩૦ માં મરી ગયો અને તેના પછી તેનો છોકરો હુ-
માયુ ગાદીએ બેઠા.

પ્ર૦ હુમાયુને પેહેલ વેહેલુ કોણ સામુ થયું?

ઉ૦ ગુજરાતનો બાહાદુરશાહ માળવા જીતીને તથા ખાનદેશ વરાડ, અ-
હમદનગર ને ખંડીઆ કરી બળવાન થઈ હુમાયુની સાથે ઘણુ અ-
ણબનાવ કર્યો તેમાં તેને હુમાયુએ હરાવ્યો.

પ્ર૦ હુમાયુના વખતમાં કયા સરદારે ક્યાં હુમલો કર્યો?

ઉ૦ શેરખાંએ બંગાળા અને બહારમાં.

પ્ર૦ શેરખાં અને હુમાયુ વચ્ચે ક્યાં ક્યાં લડાઈઓ થઈ અને તેનું પરી-
ણામ શું થયું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૫૪૦ માં કનોજ આગળ હુમાયુ અને શેરખાં વચ્ચે તેમાં
હુમાયુ હાર્યો.

પ્ર૦ કનોજની લડાઈમાં હાર્યો પછી ક્યાં ગયો અને કોણે આશરો આ-
પ્યો ?

ઉ૦ સિંધમાં અને મારવાડમાં. થઈ અમરકોટ ગયો ત્યાંના રાજાએ સાહાય
કરી ત્યાંથી ઈરાન ગયો ત્યાંના પાદશાહે ૧૪૦૦૦ ઘોડેસ્વાર આપ્યા
તે લેઈ કાબુલ, કંદહાર આવ્યો ત્યાર બાદ કેટલેક વર્ષે એટલે ઈ૦
સ૦ ૧૫૫૬ માં દિલ્હીપતી થયો અને તેજ વરસમાં એનો કાળ થ-

યા. તેનાં છેલાં વરસો એટલે કનોજની લડાઈ પછીના ભટકવામાં ગયાં.

## પ્રકરણ ૮ મું.

પ્ર૦ કનોજની લડાઈ પછી કયો વંશ અધિપત્ય પામ્યો. તેઓ શું કહેવાય છે અને તેઓમાંના દરેકે ક્યાંથી ક્યાં સુધી રાજ કર્યું?

ઉ૦ કનોજની હુમાયુની હાર પછી શેરશાહ અધિપતિ થયો તેઓ શુર કહેવાય છે તેઓએ નીચે પ્રમાણે રાજ્ય કર્યું.

| | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|
| શેરશાહશુર | ૧૫૪૦ થી ૧૫૪૫ | ૫ |
| સલામશાહ (ઇસ્લામશાહ) | ૧૫૪૫ થી ૧૫૫૩ | ૮ |
| અદિલશાહ (અદાલત) | ૧૫૫૩ થી ૧૫૫૬ | ૩ |

પ્ર૦ શેરશાહના વખતના કામો લખો ?

ઉ૦ આ વખતે હિંદુઓમાં ઘણા કસારને બળ, શુર, ચતુરાઈ, સંપગતા થંપ વિગેરે સારા ગુણ આવેલા તેથી લડાઈમાં શેરશાહ જય ન પામ્યો ત્યારે દગા કરવા લાગ્યો હતો. પણ ધર્મની બાબતમાં જુલમ નહોતો કરતો ઉલટો ધર્મશાળા, રસ્તા વિગેરે રૈયતને સુખ થાય એમ કરતો હતો.

પ્ર૦ શેરશાહ શી રીતે મુઓ?

ઉ૦ કલીંજરને જીતતાં દારૂખાનું સળગવાથી બળી મુઓ.

પ્ર૦ પાણીપતની બીજી લડાઈ કોની વચ્ચે થઈ અને પરીણામ શો થયો?

ઉ૦ અદિલશાહના સરદાર હેમુ અને હુમાયુના સરદાર બેહેરામ વચ્ચે થઈ તેમાં હેમુ હાર્યો, અદિલશાહ બંગાળા તરફ ગએલો તે વખતે તેના પિત્રાઇ સિકંદરે દિલ્હીનો કબજો કરેલો તેને આ વખતે નાશી જવું પડ્યું અને મુગલ રાજની પુનઃ સ્થાપના થઈ.

## પ્રકરણ ૯ મું.

પ્ર૦ મુગલવંશના પ્રતાપી છ રાજાઓનાં નામ તથા તેઓએ રાજ્ય કરેલા વર્ષો ક્યારથી ક્યાં સુધી તે બતાવો?

ઉ૦

| | | વરસ રાજ્ય કર્યું. |
|---|---|---|
| બાબર | ૧૫૨૬ થી ૧૫૩૦ | ૪ |
| હુમાયુ | ૧૫૪૦ થી ૧૫૫૬ | ૨૬ |
| અકબર (જલાલદ્દીન) | ૧૫૫૬ થી ૧૬૦૫ | ૪૯ |
| જહાંગીર (સલીમ) | ૧૬૦૫ થી ૧૬૨૭ | ૨૨ |
| શાહજહાં | ૧૬૨૭ થી ૧૬૫૮ | ૩૧ |
| આલમગીર (ઔરંગઝેબ) | ૧૬૫૮ થી ૧૭૦૭ | ૪૯ |

પ્ર૦ હુમાયુના દીકરાનું નામ શું અને તે કેવો રાજા હતો ?

ઉ૦ હુમાયુના દીકરાનું નામ અકબર હતું ને તે બધા મુસલમાન પાદશાહ માં ઉતમ હતો; એના જેવા ખરા રાજા બીજા થોડાજ થઇ ગયાછે તેનામાં અસાધારણ અક્કલ અને હિંમત હતું; તે વિદ્વાન અતિ શુરો, રાજ્યમાં ચતુર અને ઉદાર દિલનો હતો; અને તે મનને વશ રાખનાર હતો.

પ્ર૦ અકબરની વય નાની હોવાથી તેનો રાજ્યકારભાર કોણ કરતું?

ઉ૦ તેનો નિમકહલાલ અને બુદ્ધિવાન વજીર બેહેરામખાં કરતો હતો.

પ્ર૦ પાણીપતની લડાઇ બીજી વાર કોનાં કોનાં વચ્ચે થઇ ને તેનો શો પ- રીણામ થયો?

ઉ૦ ઇ૦ સ૦ ૧૫૫૬ માં બેહેરામખાં અને બંગાળાના નાગના પાદશાહ અદિલશાહના વજીર હેમુ વચ્ચે થઇ તેમાં હેમુ હાર્યો.

પ્ર૦ અકબરને પોતાના વજીર બહેરામખાંને ખસેડવાની કેમ ફરજ પડી ને તેને શી રીતે ખસેડયો?

ઉ૦ પાણીપતની લડાઇ થયા પછી બહેરામ અતિ ગર્વીષ્ટ અને સખત થયો હતો તેથી તેના ઉપર મોગલ ઉમરાવો કંટાળ્યા હતા તેથી અ- કબરે આગ્રેથી દિલ્હી જઇ પોતાનો રાજકારભાર પોતાના હાથમાં લીધો ને ઢંઢેરો ફેરવ્યો કે બીજા કોઇનો હુકમ માનવો નહી.

પ્ર૦ બહેરામને ખસેડવાથી શો પરીણામ થયો?

ઉ૦ બહેરામે બળવો કરયો પણ તેમાં તે પાર પડયો નહી અંતે તેને પા- દશાહને શરણે આવવું પડયું આગલી સારી સેવા ઉપર નજર રા- ખી અકબરે તેનો ગુન્હો માફ કર્યો.

પ્ર૦ અકબરે કઇ સારી યોજના કરી? કે જેથી એને જોઇએ તેટલી મ-
દદ મળી?

ઉ૦ હિંદુ મુસલમાન વિગેરે તમામ જાતોને સરખા હક તથા પ્રીતી આ
પી તેથી સઘળી પ્રજા તથા રાજાઓ એને જોઇતી મદદ આપવા
લાગ્યા એટલુંજ નહી પણ કેટલાએક તો દીકરીઓ પણ મુસલમા
નોને દેઇ એક દીલ થવા ધાર્યું.

પ્ર૦ રાજકારભાર પોતાને હાથે આવ્યા પછી અકબરનું લક્ષ કેઇ ચાર
બાબતો ઉપર દોડ્યું?

ઉ૦ (૧) પોતાની ફોજના મુસલમાન સરદારોને વશ કરવામાં. (૨) હિંદુ
રાજાને નામે કરવામાં, (૩) પ્રાંતના સ્વતંત્ર થઇ ગએલા હાકેમોને
જીતવામાં (૪) ઘણા વરસના ઝઘડાથી અને રાજમાં થએલી ઉથલ
પાથલથી જે ગેર બંદોબસ્ત થયો હતો તે મટાડીને કાયદેસર કામ
ચાલતું કરવામાં.

પ્ર૦ પાદશાહી કુળને દીકરીઓ આપવાની વડાઇ ક્યારથી જણાઇ?

ઉ૦ જોધપુરના રાજા માલદેવે પોતાની કુંવરી જોધબા અકબર વેરે પર-
ણાવી.

પ્ર૦ એ રાણીને પુત્ર થયો હતો?

ઉ૦ એ રાણીને સલીમ નામે પુત્ર હતો.

પ્ર૦ અકબરે કોની પાસેથી ગુજરાત લીધું ને કેઇ સાલમાં?

ઉ૦ ત્યાંના રાજા ત્રીજા મુજફ્ફરશાહ પાસેથી ૧૫૭૩ મા ગુજરાત પ્રાંત લીધો

પ્ર૦ ત્યાર પછી તેણે ક્યા દેશો લીધા?

ઉ૦ બહાર, બંગાળા, સિંધ, કાશમીર અને ઓડીઆ.

પ્ર૦ કંદહાર કઇ સાલમાં જીત્યુ?

ઉ૦ ૧૫૯૪ માં.

પ્ર૦ અકબર કઇ સાલમાં ગુજરી ગયો?

ઉ૦ ૧૬૦૫ માં.

પ્ર૦ અકબરની પોતાની રીતભાત વિશે શું જાણો છો?

ઉ૦ એશિયામાં જે મોટા રાજા થયા છે તેમાં સૌથી સરસ અકબર ગ-
ણાય છે. તે મળતાવડો અને મીઠો હતો ખાનાં પીવાને મોજ મ-

ભામાં ન પડતાં તંદુરસ્તી રહે એમ વરતતો બુદ્ધિ ચોખી રાખવાને
વરસના કેટલાક ભાગમાં માંસાહાર નહી કરતો ને શરીરનું બળ
સાચવવાને બાકીના દીવસોમાં માંસ ભક્ષણ કરતો. તેને ઉંઘ થોડી હ-
તી. તેને શીકાર અને કસરત બહુ ગમતાં વખતે ઘોડો દોડાવતો
ઘણા કોસ જતો ને ઘણી વાર એક દીવસમાં ૧૫-૨૦ ગાઉ ચા-
લતો.

પ્ર૦ રાજ્યકારભારમાં અકબરની વરતણુક વિષે હેવાલ આપો?

ઉ૦ અકબરે સરકારી કામ કરવાના નિયમ ઠરાવ્યા હતા. તે પ્રમાણે ની
મેલા વખતે ખુબ લક્ષ દેઈ કામ બજાવતો પંડે હિંદી, સંસ્કૃત અને
ફારસી ભાષાઓ શીખ્યો હતો. વિદ્યા, કવિતા, અને ઇતિહાસ વિ-
ગેરે પુસ્તકો વાંચતો તથા હરેક વિદ્વાને ઉત્તેજન આપતો ધર્મ સબં
ધી ખોળ કરવાનો તેને શોખ હતો તેની હજુરમાં ભણેલા બ્રાહ્મણો
મુલ્લાં, ગોરજી અને પાદરી વગેરે ધર્માચાર્ય હતા. તે પરમેશ્વર એક-
જાને માનતો. હિંદુ મુસલમાનમાં ભેદ તથા વેરો કાઢી નાંખ્યો જુલમ
રદ કર્યા; તેણે ખેતરો મપાવ્યાં ને વીઘોટી ઠરાવી નાક કાન કાપ-
વાની જંગલી સજા રદ કરી. ગુલામ કરવાનો રીવાજ કાઢી નાં-
ખ્યો. સતી થવાનો ચાલ બંધ કર્યો, પછી બાળ લગ્ન કરવાનો તથા
યજ્ઞમાં પશુ હોમવાનો ચાલ પણ બંધ કર્યો ને પુનઃ લગ્નની રજા
આપી તેણે રાજ્યના ૧૮ પ્રાંત અથવા સુબા ઠરાવ્યા. દરેક પ્રાંતના
અથવા સુબાના ઉપરીને સુબેદાર કહેતા.

પ્ર૦ અકબરના મરણ પછી કોણ ગાદીએ બેઠું ને ક્યારે?

ઉ૦ ૧૬૦૫ માં તેનો પુત્ર સલીમ અથવા જહાંગીર.

પ્ર૦ જહાંગીર ગાદીએ બેઠો તે વખતે તેને કોણ નડ્યું?

ઉ૦ તેના દીકરા ખુશરૂએ પણ તેને પકડી કેદ કર્યો.

પ્ર૦ જહાંગીરનો કીયો દીકરો બહાદુર હતો? ને તે શાથી વખણાયો?

ઉ૦ શાહજહાં તેણે દક્ષિણ દેશ વશ કર્યો. તથા ઉદેપુરના રાણાને
નરમ પાડી પ્રખ્યાત થયો.

પ્ર૦ મોહોબતખાં તથા શાહજહાં પાદશાહની સામે કેમ થયા?

ઉ૦ નુરજહાંની શીખવણીથી પાદશાહને એ બે યોદ્ધાને અણબનાવ

ચાલતો હતો.

પ્ર૦ જહાંગીરશાહનામાં કેવા ગુણ હતા?

ઉ૦ સમજણ સદભાવ. ઇનસાફી, પણ દારૂડીઓ ને આફણી હતો. તો પણ એના વખતમાં તમાકુ પીવાનો ચાલ નીકળ્યો હતો તે બંધ કરવાને એણે મેહેનત કરી હતી.

પ્ર૦ નુરજહાં કોણ હતી અને તેને સલીમ શી રીતે પરણ્યો?

ઉ૦ કોઇ ગરીબ ઇરાની ઉમરાવની જુવાન અને રૂપાળી બેટી હતી તે તેના રૂપથી મોહીત થઇ, જહાંગીરે તેને પરણવાને ઇચ્છું. પણ અ કબરે તેને કોઇ ઉમરાવને પરણાવી. પછી જ્યારે સલીમ ગાદીએ બેઠો ત્યારે તે અમીરને મારીને પોતે પરણ્યો. અને તેનું નામ નુરજહાં પાડ્યું.

પ્ર૦ આ પાદશાહ સાથે વેપાર વિશે કરાર કરવાને વિલાયતથી કોણ આવ્યું હતું?

ઉ૦ ઇંગલાંડના પાદશાહે ૧૬૧૫માં સરટામસરો નામે વકીલને મોકલ્યો હતો.

પ્ર૦ સલીમના રાજ્યમાં કોણે બળવા કીધા હતા?

ઉ૦ તેના દીકરા શાહજહાંએ તથા તેના સરદાર મોહોબતખાંએ.

પ્ર૦ સલીમ કઇ સાલમાં મરી ગયો, ને તેની પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ તે ૧૬૨૭માં મરી ગયો ને તેની પછી તેનો દીકરો શાહાજાહાં ગાદીએ બેઠો.

પ્ર૦ શાહજહાંએ ગાદીએ બેસતાંજ શાં ક્રૂર કામ કર્યાં?

ઉ૦ તેણે પોતાના દુધ ભાઇ શહરીઆરને મારી નાખ્યો તથા પોતાના કુંવરો શીવાય બાબરની વંશના બધા શાહાજાદાને મારી નાખ્યા.

પ્ર૦ શાહજહાં ગાદીએ બેઠા પછી તેને ક્યાં ક્યાં લડાઇઓ કરવી પડી?

ઉ૦ ખાન જહાન લોદીને બાંધરો કરતાં અહમદ નગરને ખાલસા કર્યું. તથા તેને મદદ કરનારા બિજાપુર. અને ગોલકાંડાના રાજ્યોને ખંડી માં કર્યાં ઇ. સ. ૧૬૩૭ પોર્તુગીજનાં બંગાળામાં થાણાં હતાં તે લેઇ લીધાં તથા ઇરાન, કંદહાર, તથા બલખ વિગરે ઘણી સવારીઓ કરી પણ નિષ્ફળ ગઇ. પણ અલીમર્દાન નામે ઇરાની સરદાર એ.

ના તાબામાં આવ્યો હતો.

પ્ર૦ શાહજાંહને કેટલા કુંવર હતા ને કેવા હતા?

ઉ૦ દારા, સુજા, ઓરંગજેબ ને મુરાદ એ નામના ચાર કુંવરો હતા તે માં દારા શુરો, ભોળો ને ઉદાર પણ અવિચારી હતો સુજા બાયલો અને વિષઇ હતો, ઓરંગજેબ બુદ્ધિવાન, રૂપાળો અને યુદ્ધનાં ચતુર હતો પણ અતિ લોભી દગલબાજ ને ધર્માંધ હતો, મુરાદ બાહાદુર પણ કમ અકલનો અને વિષઇ હતો.

પ્ર૦ ઓરંગજેબે મુરાદને દારા સાથે લડવામાં થી ગતે મદદમાં લીધો?

ઉ૦ એણે મુરાદને એવું સમજાવ્યું કે મારે તો મક્કે જઇ ભજન કરવા માં વખત ગુજારવો છે. પરંતુ પ્રથમ તારી કુમકે આવી નાસ્તિક દારાને અને તેના કાફર સેનાપતિ જસવંતસંઘને જીતીને તને ગાદી અપાવવી છે આ વાત મુરાદે ખરી માનીને તેની મદદે ગયો.

પ્ર૦ દારાએ બંનેની સામા લડવાને કોને મોકલ્યા. લડાઇ ક્યા થઇ ને તેમાં શું થયું?

ઉ૦ તેણે પોતાના સરદાર જસવંતસિંઘને મોકલ્યો હતો અને ઉજન આગળ લડાઇ થઇ તેમાં જસવંતસંઘ હાર્યો (૧૬૫૭ મા.

પ્ર૦ આગ્રા અને કાશી આગળ કોનાં કોનાં યુદ્ધ થયા?

ઉ૦ ૧૬૫૭ માં કાશી આગળ દારાએ સુજાને હરાવ્યો. અને દારાને ઓરંગજેબે હરાવ્યો.

પ્ર૦ ઓરંગજેબ થી શરતે દિલ્હી જઇ પોતાની દુવાઇ ફેરવી?

ઉ૦ ઓરંગજેબે પોતાના ભાઇ મુરાદને અને પોતાના બાપ શાહજાહને કેદ કરી ૧૬૫૮ માં દિલ્હી જઇ પોતાની દુવાઇ ફેરવી.

પ્ર૦ શાહજાંહ કઇ સાલમાં મરી ગયો?

ઉ૦ ૧૬૬૮ માં મરી ગયો.

પ્ર૦ શાહજાંએ કયાં પ્રખ્યાત કામ કરાવ્યાં?

ઉ૦ મોરાસન અને તાજ મેહેલ એ બે બંધાવ્યાં છે.

પ્ર૦ શાહજાંના રાજ્યમાં રાજા પ્રજા કેવાં હતાં?

ઉ૦ ખજાનામાં ૨૪ કરોડ રોકડ ને બીજી મિલકત ઘણી શિલક હતી તથા પ્રજા ઉપર હેત રાખતો તેથી પ્રજા સુખી હતી પાદશાહ ધન-

આફ્રી તથા સાગ સુણ્યાન તથા હોંશીઆર કારભારી રાખતો.

પ્ર० ઔરંગઝેબે આદીઓ બેગનાં શી ક્રૂરતા કરી?

ઉ० પોતાના ભાઇ ભત્રીજાઓનો સંહાર કરીને તેમના કુટંબને કેદ કર્યાં.

પ્ર० કનવાની લડાઇ કોની કોની વચ્ચે ને કઇ સાલમાં ને તેનુ પરીણામ શું હતું?

ઉ० ૧૬૫૮ માં સુજા અને ઔરંગઝેબ વચ્ચે થઇ તેમાં સુજા હાર્યો.

પ્ર० ઔરંગઝેબના રાજ્યમાં તેની હિંદુ પ્રજા શા કારણથી નારાજી થઇ?

ઉ० આ પાદશાહે હિંદુઓને બળાત્કારે વટલાવવાનો પ્રયત્ન કર્યો, મુર્તી-પુજકોનો ઓચ્છવ, ધર્મ સબંધી વરઘોડા ને બીજા ઊળ ડમાળ અ-ટકાવ્યા હિંદુઓની જાત્રામાં વેચવાના માલ ઉપર વેરો નાંખ્યો, હિ-દુઓ પાસેથી મનલમાન કરતાં બમણા કર લેવા માંડ્યા ને તેમને સરકારી નોકરીમાંથી બાતલ કીધા. તેણે બધા હિંદુઓ ઉપર જજી-આ વેરો નાંખ્યો.

પ્ર० આલમગીરને હિંદુને પીડવાથી શી આપદા પડી?

ઉ० સઘળા રજપુતો જસવંતસંઘની રાણી તથા બાળકોને આલમગીરે પકડવાની કોશીશ કરવાથી તેની વિરૂદ્ધ થયા ને અકબરથી શાહ-જહાં સુધી જે રજપુતો આફ્રીનથી મદદ કરતા હતા તે મદદ ખોઇ એટલુજ નહી પણ પંજાબમાં ગુરૂગોવિંદ શીખ પંથ ઉભો કરયો. તે પણ આગળ તેને તથા તેના વંશજોને નડયો. ને દક્ષિણમાં શીવાજી મહારાજ મરાઠાને ઉશ્કેરી તેની સામે થયો. ને મરેઠા એને કદી પણ વશ ન થતાં ભારે દુ:ખ દેવા લાગ્યા.

પ્ર० આલમગીર ઘડપણમાં કેમ દુ:ખી થયો?

ઉ० મરાઠા વશ નહોતા થતા તેથી તથા કુંવરો તથા સરદારો ઉપરના અ વિશ્વાસથી તથા કુંવરો મારી પાછળ રાજ્ય માટે લઢી મરશે. ને મારી પાછળ આ રાજ્ય ધુળધાણી થશે, તથા પોતા હાથથી આ કુટંબઘાત કરેલાં તેથી પરમેશ્વરને શો જવાબ દેશ. એવા ઘણા વિ ચારો થવાથી દુ:ખી થયો.

પ્ર० ઔરંગઝેબ કેટલા વરસની ઉમરે ને કેઇ સાલમાં મરણ પામ્યો?

ઉ० ઇ० સ० ૧૭૦૭ માં ૮૯ વરસની ઉમરે અહમદનગરમાં મરણ પા-

ર્યો.

પ્ર૦ અકબર અને ઔરંગજેબની ચાલ ચલગત સરખાવો?

ઉ૦ બુદ્ધિ દ્રઢતા અને ઉદ્યોગમાં એ બે સરખા હતા બીજી બધી બાબતે એઓ ઉલટા હતા અકબર મોટા મનનો ને ઉદાર, ઔરંગજેબ સંકડા મનનો ને કપટી અકબરસમદ્રષ્ટી રાખતો ઔરંગજેબ પક્ષપાતી ને પાપી હતો. અકબર જીતેલા શત્રુ ઉપર દયા કરી તેને દોસ્ત કરી લેતો. ઔરંગજેબ તેના ઉપર ક્રુરતા કરી વેર વધારતો. અકબર સત્ય ને સારી યુક્તિથી કામ કરી લેતો, ઔરંગજેબ કપટ અને કાવતરાથી પોતાનો હેતુ પાર પાડતો.

પ્ર૦ મુસલમાની મોટા ગ્રંથોનાં ને તેમનાં બનાવનાર સાથે નામ લખો?

ઉ૦ ગીજનીના સુલતાન મહમદના દરબારના મોટા ડાહ્યા ફરદુશીએ શાહનામુ એવી ચોપડી લખી અહમદનગરના પાદશાહના દરબારમાં ફિરોસતાહ નામે મોટો ઇતિહાસ બનાવ્યો છે. તેમાં ઇ૦ સ૦ ૯૭૫ થી તે ઇ૦ સ૦ ૧૬૦૫ સુધી હકીકત છે, બાબરે સ્વજીવન ચરીત્ર પોતાની તુરકી ભાષામાં લખી ફારશીમાં તેનો તરજુમો કર્યો છે. અકબરના મુખ્ય વજીર અબુલફાજલે ઐન. ઇ. અકબરી નામે ઇતિહાસ તથા અકબરનામુ અને જીવન ચરીત્ર લખ્યાં તેના ભાઇ ફૈજીએ સંસ્કૃત ભાગી મહા ભારત વિગરે સંસ્કૃત પુસ્તકોનો ફારશી ભાષામાં તરજુમો કર્યો આલમગીરનો ઇતિહાસ કાફીખાંએ લખ્યો મિરાતે અહમદી નામે ગુજરાતી ઇતિહાસ ફારસીમાં લખ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

પ્ર૦ ઔરંગજેબને કેટલા દીકરા હતા ને તેનાં નામ શાં?

ઉ૦ મોઆઝીમ, આઝમ અને કામબક્ષ એ ત્રણ છોકરા હતા.

પ્ર૦ ઔરંગજેબે મરતી વખતે કોને રાજ્ય આપવાનો હુકમ કર્યો હતો?

ઉ૦ તેના ત્રણ છોકરા વચ્ચે રાજ્ય વેંહેંચી આપવાનો હુકમ કર્યો હતો.

પ્ર૦ તેનો આ હુકમ કેમ ન મનાયો?

ઉ૦ તેના ત્રણ છોકરા એ રાજ્ય વેંહેંચી લેતાં માંહો માંહે લડયા તેમ

આજમ અને કામબક્ષ માર્યા ગયા.

પ્ર૦ ઔરંગઝેબ પછી ગાદીએ કોણ આવ્યું?

ઉ૦ તેનો દીકરો મોઆઝ્ઝમ બાહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

પ્ર૦ ઔરંગઝેબ પછી થએલા સાત પાદશાહાઓનાં સાલવાર નામ લખો?

ઉ૦ બાહાદુરશાહ (શાહ આલમ) ૧૭૦૭ થી ૧૭૧૨, ૫ વરસ સુધી જાહાંદારશાહ ૧૭૧૨ થી ૧૭૧૩, ૧ વરસ સુધી ત્યાર પછી લગુ નામના પાદશાહ થઇ ગયા. પણ તે લખવાની જરૂર નથી (૩) ફરૂકશીઅર ૧૭૧૩ થી ૧૭૧૯, ૬ વરસ સુધી (૪) મહમુદશાહ ૧૭૧૯ થી ૧૭૪૮, ૨૯ વરસ સુધી (૫) અહમદશાહ ૧૭૪૮ થી ૧૭૫૪ ૬ વરસ સુધી.

પ્ર૦ આ બાહાદુરશાહ પછી ગાદીએ કોણ આવ્યું ને તે કોની મદદથી?

ઉ૦ ઝુલફીકારખાં નામે સરદારની મદદથી એનો વડો દીકરો જાહાંદારશાહ ગાદીએ બેઠો.

પ્ર૦ આગ્રાની બીજી લડાઇ કોની કોની વચે થઇ ને કઇ સાલમાં?

ઉ૦ ૧૭૧૩ માં જાહાંદારશાહ અને તેના ભત્રીજા ફરૂકશીયરની વચે થઇ તેમાં જાહાંદારશાહ હાર્યો.

પ્ર૦ ફરૂકશીઅર આ લડાઇ કોની મદદથી જીત્યો?

ઉ૦ બાહારના સુબેદાર સૈયદ હુસેનઅલી અને અલાહાબાદના સુબેદાર સૈયદ અબદુલાની મદદથી.

પ્ર૦ જાહાંદારશાહાની પછી કોણ ગાદીએ બેઠો?

ઉ૦ તેનો ભત્રીજો ફરૂકશીઅર ૧૭૧૩ માં બેઠો.

પ્ર૦ ફરૂકશીયરના રાજ્યનો બધો રાજ્યકારભાર કોના હાથમાં હતો?

ઉ૦ તેના પેલા બે મદદગારો સૈયદ હુસેન અને સૈયદ અબદુલાના હાથમાં હતો.

પ્ર૦ આ પાદશાહને જોધપુરના પાદશાહ જોડે લડાઇ ચાલતી હતી; તે કેમ માંડી વાળવામાં આવી?

ઉ૦ જોધપુરના રાજાની કુંવરીને તે પરણ્યો એવી શરતથી માંડી વાળવામાં આવી.

પ્ર૦ ડાકટર હેમીલટન વિષે તમે શું જાણો છો?

ઉ૦ કલકતેથી ઇંગ્રેજી વકીલો પાદશાહને અરજ ગુજારવાને આવ્યા હતા તે વકીલોની સાથે હેમિલ્ટન નામે ડાકટર હતો, હવે પાદશાહ જોધપુરના રાજાની કુંવરી પરણવાનો હતો તેવામાં તે માંદો પડયો; તેથી લગનમાં ઢીલ થઈ. ડાકટર હેમિલ્ટને ઓસડ આપી. તેને સાજો કર્યો. ને તરત લગન થયાં. ડાકટરને ઇનામ માગવાનું કહ્યું ત્યારે તેણે ઇસ્ટ ઇંડિઆ કંપનીને માટે બંગાળાના ૩૭ તાલુકાની જમીનદારી માગી લીધી, અને તેમના માલ ઉપર હાસલની માફી માગી લીધી.

પ્ર૦ ફરૂકશીયરનું મોત શી રીતે થયું?

ઉ૦ સૈયદ હુસેનઅલીએ મારી નાંખ્યો.

પ્ર૦ શાહજહાંના મોરાસન ઉપર છેલ્લું બેસનાર અને છેલ્લું કોહીનુર પેહેરનાર કોણ હતું?

ઉ૦ મહમૂદશાહ.

પ્ર૦ શાહાપુરની લડાઈ કોની કોની વચ્ચે થઈ અને કયારે થઈ?

ઉ૦ ૧૭૨૦ માં સૈયદ અબદુલાની અને નિઝામની વચ્ચે થઈ તેમાં સૈયદ અબદુલા હાર્યો.

પ્ર૦ ફરૂકસીયર પછી કોણ ગાદીએ બેઠું?

ઉ૦ મહમદશાહ.

પ્ર૦ નાદીરશાહ કોણ હતો?

ઉ૦ એ ઇરાનનો શાહ હતો; તે મોગલને હરાવી દિલ્હીમાં આવ્યો; પ્રથમ તેણે પાદશાહ અને રૈયત ઉપર રેમ નજર બતાવી; પણ દિલ્હીના લોકોએ તેના સિપાઇઓને મારવા માંડયા; તેથી તેણે દિલ્હીમાં કતલ ચલાવવાનો હુકમ કીધો. આથી લાખો માણસના જીવ ગયા ઇ૦ સ૦ ૧૭૩૮.

પ્ર૦ મહમદશાહ પછી કોણ ગાદીએ આવ્યું?

ઉ૦ તેનો દીકરો અહમદશાહ.

પ્ર૦ અહમદશાહની કેવી દુર્દશા થઈ?

ઉ૦ આ પાદશાહ ઘણો નબળો હોવાથી ગાજીઉદીનની સલાહથી અમીરોએ તેને ગાદીએથી ઉઠાડી મુકયો, આંધળો કર્યો, અને કેદમાં

પુરયો; ત્યાં તે મરી ગયો, સન ૧૭૧૪ માં.

પ્ર૦ અહમદશાહ પછી થનારા પાદશાહોનાં સાલવાર નામ લખો?

ઉ૦ વરસ રાજ્ય કરયું.

| | | |
|---|---|---|
| આલમગીર બીજો | ૧૭૫૪ થી ૧૭૫૯ | ૫ |
| શાહઆલમ | ૧૭૫૯ થી ૧૮૦૭ | ૪૭ |
| અકબર બીજો | ૧૮૦૬ થી ૧૮૩૭ | ૩૧ |
| મહમદ બાહાદુરશાહ | ૧૮૩૭ થી ૧૮૫૭ | ૨૦ |

પ્ર૦ શક્કરની લડાઈ કોની કોની વચે ને ક્યારે થઈ?

ઉ૦ ૧૭૨૪ માં થઈ, તેમાં નીજામ ઉલમુલકે મુબારકખાનને હરાવ્યો.

પ્ર૦ મોગલાઈ પાદશાહનો અંત શી રીતે આવ્યો ?

ઉ૦ મોગલવંશનો છેલો પાદશાહ મહમદ બાહાદુરશાહ ઈંગ્રેજના રક્ષણ માં હતો; તે છતાં ૧૮૫૭ ના બળવામાં સામેલ થઈ ઈંગ્રેજના ખુન કરયાં, તેથી તેને દેશ નિકાલ દીધો અને તેના વંશજોને તોપને ગોળે ઉરાડી નાંખ્યા આથી મોગલ પાદશાહીનો અંત આવ્યો.

પ્ર૦ સઘળા મુસલમાન રાજ્યમાં કયો વંશ મુખ્ય ને તે શાથી?

ઉ૦ મોગલ વંશ મુખ્ય ને તેમાં સતર પાદશાહ થયા. તેમાં છતો પ્રતાપી પાદશાહ હતા ને તે ઈ૦ સ૦ ૧૫૨૬ થી ઈ૦ સ૦ ૧૮૫૮ સુધી રાજ્ય કર્યું. ને તે અકબર પાદશાહને લીધે શ્રેષ્ટ ગણાય છે.

પ્ર૦ મુગલ વંશ શાથી પડી ભાગ્યો?

ઉ૦ જે છ મહાન પાદશાહ થયા. તેમાં ઘણાએ રૈયતને રાજી રાખી ને જુલમ ન કરતાં પોતે પોતાના શોખ સારૂ મેહેલો, મશીદો, રોજા, મીનારા; નેહેરો વીગરે કરાવ્યું, ને લાખો રૂપૈઆ ખરચ્યા. પણ તેમાં સ્વદેશ હિતકારી તો એકલો અકબર થયો. તથાપી આલમગીરે (ઓરંગજેબ) રૈયત ઉપર ધર્માંધપણાથી અન્યાયને જુલમ કરી કુળને લાંછન લગાડયું. ને આખરે ધર્માંધપણાથી તથા તે વંશજો નબળા હોવાથી મુગલાઈ પડી ભાગી.

પ્ર૦ મુગલાઈ ભાગતાં ક્યાં ક્યાં રાજ્યો ઉભાં થયાં?

ઉ૦ અયોધ્યા, બંગાળા; નિજામ, એ સુબેદારો સ્વતંત્ર થયા- શીખ લોકોએ રાજ્ય મેળવી બળવંત થયા મહેસુરમાં હૈદરઅલી થયો ને

દક્ષિણ તથા બંગાળામાં ઇંગ્રેજો તથા ફ્રેંચોએ રાજ્ય મેળવ્યું. મરેઠા તો ખરેખર જોરમાં આવ્યા. પણ એમને લુંટ શિવાય રાજ્ય કરવાના ગુણ ન હોવાથી જલદી પાયમાલ થયા.

---

## પ્રકરણ ૧૧ મું.

પ્ર૦ માલોજી કોણ હતો?

ઉ૦ દોલતાબાદની પાસે વેરોળ દેશનો માલોજી હતો તે અહમદ નગરના પાદશાહ મલીકંબરના લશકરમાં ૫૦૦૦ સ્વારોનો નાયક હતો.

પ્ર૦ માલોજીના દીકરાનુ નામ શું?

ઉ૦ શાહાજી.

પ્ર૦ શાહાજીને કયાં કયાં જાગીરો હતી?

ઉ૦ (૧) સતારાની દક્ષિણે (૨) તંજાવરમાં.

પ્ર૦ શાહાજીના દીકરાનુ નામ શું ને તેનુ બાળ ચરીત્ર લખો ?

ઉ૦ શાહાજીનો છોકરો શીવાજી ૧૬૨૭ માં જન્મ્યો હતો. શીવાજી પોતાની મા પાસે સતારાની દક્ષિણમાંની જાગીરમાં રહેતો હતો તેને ઉછેરવાની મદદ કરવાને શાહાજીએ દાદાજીકોંડે નામે બ્રાહ્મણને રાખ્યો હતો; શીવાજી વાંચતાં લખતાં શીખ્યો નહીં, પણ ઘોડા દોડાવતાં અને તીર, તરવાર, બરછી. વિગરેનો ઉપયોગ કરતાં શીખ્યો દાદાજી કોંડેના બોધથી તેનામાં હિંદુ જાતનું અભિમાન આવ્યું તેથી મુસલમાની રાજ્ય તોડીને હિંદુ રાજ્ય સ્થાપવાનો શીવાજીએ મનસુબો કરયો.

પ્ર૦ હિંદુસ્તાનમાં હિંદુ રાજ્ય સ્થાપવાની ગોઠવણમાં શીવાજીએ પહેલ વહેલાં પરાક્રમ શાં કરયાં?

ઉ૦ બિજાપુરના કેટલાક કિલ્લા તણે જીત્યા. અને તેમાંથી ધન મળ્યું; તેના બીજા કિલ્લા બાંધ્યા.

પ્ર૦ શીવાજીને ખાળવાને બિજાપુરના પાદશાહે શું કર્યું?

ઉ૦ બિજાપુરના સરકારે તેના બાપ શાહાજીને કેદ કરયો; પણ શીવાજીએ હિંદુસ્તાનના પાદશાહ શાહાજાહાંની મદદથી તેને છોડાવ્યો.

પ્ર૦ શીવાજીએ શું દગલબાજીનું કામ કરયું?

ઉ૦ બિજાપુરના બાદશાહે શીવાજીનો નાશ કરવાને અફ્ઝલખાન સરદારને મોટી ફોજ સાથે મોકલ્યો હતો, તે સરદા છેતરીને પ્રતાપગઢની પાસે ડુંગરી કિલ્લામાં એકલો તેડી ઓચિંતો મારી નાંખ્યો.

પ્ર૦ આ પછી શિવાજીના રાજ્યનો વીસ્તાર ક્યાં સુધી થયો?

ઉ૦ કલ્યાણથી ગોવા સુધી, ભીમા નદીની વર્ધા નદી સુધી અને સુ-થી જંજીરા સુધીના મુલકનો ધણી થયો ઈ૦ સ૦ ૧૬૬૨.

પ્ર૦ શીવાજીએ પહેલ વહેલું સુરત કઈ સાલમાં લુટ્યું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૩૬ માં.

પ્ર૦ તે રાજાની પદવી ધારણ કરીને ગાદીએ ક્યારે બેઠો?

ઉ૦ તેના બાપ મુઆ પછી ઈ૦ સ૦ ૧૬૬૪ માં તેણે રાજાપદ ધારણ કર્યું?

પ્ર૦ ઈ૦ સ૦ ૧૬૭૦ અને ઈ૦ સ૦ ૧૬૭૪ માં શાં શાં કામ કર્યાં?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૭૦ માં તેણે બીજીવાર સુરત લુટ્યું. ઈ૦ સ૦ ૧૬૭૪ માં રાજ્યાભિષેક કરાવી માહારાજાધીરાજ પદ ધારણ કરી બહુ દાન કર્યું.

પ્ર૦ શીવાજી કેઈ સાલમાં મરી ગયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૬૮૦ મા મરણ પામ્યો.

પ્ર૦ મરેઠા રાજાઓનાં સાલ સાથે નામ લખો?

ઉ૦ શીવાજી ૧૬૬૪. સંભાજી ૧૬૮૦. રાજારામ ૧૬૮૯. શીવાજી બીજો ૧૭૦૦. શાહુ ૧૭૦૮. રામરાજા ૧૭૪૮ શાહુ બીજો ૧૭૭૭. પ્રતાપસીંહ (બાળા સાહેબ) ૧૮૧૮. શાહાજી ( આપા સાહેબ ) ૧૮૪૦ થી ૧૮૪૮ રાજ્ય કર્યું.

પ્ર૦ શીવાજીનો છોકરો સંભાજી કેવી ચાલનો હતો?

ઉ૦ તે ઘણો નિર્દય અને વિષયમાં ગરક થઈ ગયો હતો.

પ્ર૦ સંભાજીની શી વલે થઈ?

ઉ૦ ઓરંગજેબે તેના રાજ્ય ઉપર ચઢાઈ કરીને તેને કેદ કરી લીધો અને મારી નંખાવ્યો.

પ્ર૦ શીવાજીના વખતથી મુખ્ય પ્રધાનોનાં નામ શાં કહેવાતાં?

ઉ૦ પેશ્વા.

પ્ર૦ સંભાજીના પેસ્વાનું નામ શું?

ઉ૦ બાલાજી વીશ્વનાથ.

પ્ર૦ પેસ્વાઈ રાજાઓના સાલ સાથે નામ લખો?

ઉ૦ બાલાજી વીશ્વનાથ ૧૭૧૪, બાજીરાવ બલ્લાલ ૧૭૨૦, બાલાજી બા- ને ૧૭૪૦, માધવરાવ ૧૭૬૧, નારાયણરાવ ૧૭૭૨. સવાઈ માધવ- રાવ ૧૭૭૪, બાજીરાવ બીજો ૧૭૯૫ થી ૧૮૧૮ સુધી

પ્ર૦ મરાઠી રાજ્યના બે ભાગ શાથી થયા ને તે ક્યાં ક્યાં?

ઉ૦ સંભાજી પકડાયા પછી તેના ભાઈ રાજારામના વંશમાં રાજ્ય ગયું હતું. પણ સંભાજીનો દિકરો શાહુ પાદશાહની કેદમાંથી આવી રાજ્ય પાછું મેળવતાં શાહુએ સતારામાં ગાદી કરી ને રાજારામના વંશ- જોએ કોલાપુરમાં ગાદી કરી.

પ્ર૦ પેસ્વા ધણીરણી કેમ થયા?

ઉ૦ શાહુ મુગલાઈ પાદશાહના દરબારમાં ભણી ગણી મોટો થયો હતો તેથી સઘળી રીતભાત મુગલોની શીખી મોજ શોખમાં પડેલો હતો તથી તેનો બાલાજી પેસ્વા જે કરે તે થાય એમ થયું હતું. પણ તે પેસ્વાએ સારી રીતે રાજ્ય આબાદ કીધું. ને પોતાની જાતનાને નોકરીમાં રાખી પોતાનું બળ વધાર્યું. આગળ જતાં શાહુના વંશજો નામના રાજા કહેવડાવવા લાગ્યા. ને ખરેખર પેસ્વા રાજા થઈ પડ્યા.

પ્ર૦ શાહુ રાજાની ફોજનો સરદાર કોણ હતો?

ઉ૦ ખંડેરાવ ડાભાડે

પ્ર૦ દામાજી ગાયકવાડ કોણ હતો. ને તે વિષે તમે શું જાણો છો?

ઉ૦ ખંડેરાવ ડાભાડેની ફોજમાં દામાજી ગાયકવાડ નામે શુરો અમલદાર હતો. તેની ચાકરીથી રાજી થઈ શાહુએ તેને સમશેર બાહાદરનો ખીતાબ આપ્યો તથા ઉપ સેનાપતીની જગા આપી, એ દામાજી ગાયકવાડનું કુળ હાલ વડોદરામાં રાજ્ય કરે છે.

પ્ર૦ બાજીરાવ પેસ્વા વિસે શું જાણો છો?

ઉ૦ મરાઠી રાજ્યમાં એના શિવાજી માહારાજ જેવો કોઈ ધણી નહીં એણે મોઘ સરદેશ મુખી ચાસ દાણા, લુંટ, વિગરે મેળવ્યું. એટલુંજ

નહી પણ તેની બાલાકીના વખતમાં ગરીબ સોડાખાંથી સિંધીઆ ને હોલકર જેવા બાહાદુર નરો ઉપર નિકળી આવ્યા બાજીરાવમાં પણ રાજ્ય કરવાના ગુણ નહોતા. પણ આખા ભરતખંડના ધણી થવાની મરજી હતી. તેથી એણે મોટાં મોટાં ભાયડો આપી સરદારોને તથા રાજાને ઉશ્કેરી મોટી લડાઈઓ ચલાવી.

પ્ર૦ બાજીરાવે ક્યાં ક્યાં લડાઈઓ ચલાવી.

ઉ૦ માળવા ગુજરાત, ને છેલો પાદશાહ તથા નિજામ સાથે ને તેમાં સઘળાને હરાવ્યા તેમજ પોર્તુગીજ સાથે લડાઈ કરી વસાઈ જીતી કોંકણ જીતી લીધું.

પ્ર૦ હોલકર અને સિંધીઆના વંશના સ્થાપનાર કોણ?

ઉ૦ ઈંદોરમાં હોલકરનો વંશ સ્થાપનાર રાણોજી સિંધિયા હતો.

પ્ર૦ ડભોઈની લડાઈ કોની કોની વચે થઈ અને તેનુ પરીણામ શું થયું

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૩૪ માં બાજીરાવે ખંડેરાવ ડાભાડેને હરાવ્યો.

પ્ર૦ તે વખતે ક્યાં ક્યાં કોનાં રાજ્ય હતાં?

ઉ૦ ૧ પુનામાં ગાજશાની કરી પેશ્વા કુલ અખતીઆર ચલાવવા લાગ્યા ૨. રઘુજી ભોંસલાનુ વરાડમાં રાજ્ય. ૩ ધારમાં આણંદરાવના કુંવરનું રાજ્ય ૪ વડોદરામાં પીલાજીના પુત્ર દામાજી ગાયકવાડનુ રાજ્ય ૫. ઈંદોરમાં મલ્હારરાવ હોલકરનુ રાજ્ય ૬ ગ્વાલીઅરમાં રાણોજી સિંધિઆના દીકરા જયાપા સીંધીઆનું રાજ્ય ૭ અકલકોટમાં ફતેહસંઘનુ રાજ્ય ૮ કોલાપુરમાં શાહુના પિત્રાઈ ભાઈ સંભાજીનુ હતું.

પ્ર૦ બીજા શાહુએ કેઈ સાલમાં પેશ્વાથી સ્વતંત્ર થવાનો યત્ન કરયો?

ઉ૦ સન ૧૮૦૧ માં

પ્ર૦ આ સબબથી પેશ્વાએ શાહુનુ શું કર્યું?

ઉ૦ પેશ્વાએ તેનુ રાજ્ય છીનવી લઈ તેને અને તેના બે દીકરા નામે બાળા સાહેબ અને આપાસાહેબ એ બંનેને કેદ કર્યા.

પ્ર૦ પેશ્વાનુ રાજ્ય કોણે અને કેઈ સાલમાં જીત્યું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૧૮ માં ઈંગ્રેજે જીતીને બાળાસાહેબ (પ્રતાપસીંહ)ને સતારાની ગાદીએ બેસાડીને કેટલીક મુલક આપ્યો.

પ્ર૦ બાળાસાહેબને ગાદીએથી કેમ ઉઠાડી મુકયો; ને તેની પછી કોને

ગાદી આપી?

ઉ૦ તેના ઉપર ફીતુરનો વેહેમ આવવાથી તેને ઉઠાડી મુક્યો; ને તેની પછી તેના ભાઇ આપાસાહેબને ગાદીએ બેસાડયો.

પ્ર૦ આપાસાહેબ મરી ગયા પછી રાજ્યનું શું થયું?

ઉ૦ ઇંગ્રેજ સરકારે રાજ્ય ખાલસા કરી લીધું ને તેના દત્ત પુત્ર રાજા સાહેબને ૫૦,૦૦૦ રૂપીઆનું પેનશન મળે છે, પણ તે રાજા કહેવાતો નથી.

પ્ર૦ પાણીપતની લડાઇ કોની કોની વચ્ચે થઇ ને તેમાં શો પરીણામ થયો?

ઉ૦ અહમદ દુરાની અને વિશ્વાસરાવની વચ્ચે ઇ૦ સ૦ ૧૭૬૧ માં થઇ તેમાં વિશ્વાસરાવ હાર્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

પ્ર૦ ત્રીંબકરાવ મામા, હરીપંથ, રામ શાસ્ત્રી, સખારામ બાપુ અને નાના ફડનવીશ નામે પ્રખ્યાત પુરૂષો કોના રાજ્યમાં ઉત્પન્ન થયે?

ઉ૦ પેહેલા માધવરાવ પેશ્વાના વખતમાં

પ્ર૦ ડભોઇ તથા અમદાવાદ કયા સરદારે જીત્યાં ને કેઇ સાલમાં?

ઉ૦ ગાડર્ડ સરદારે ૧૭૮૦ માં જીત્યાં.

પ્ર૦ સાલબાઇનું તહનામું કોની કોની વચ્ચે ને તેમાં શી સરતો થઇ?

ઉ૦ સાલબાઇનું તહનામું ૧૭૮૨ માં ઇંગ્રેજ અને મરેઠા વચે થયું તેમાં એવા કોલકરાર કર્યા કે મરેઠાનો મુલક ઇંગ્રેજોએ પાછો આપવો. ઇંગ્રેજ તથા પોર્તુગીજ સિવાય બીજી કોઇ યુરોપીઅન પ્રજાને મરાઠી રાજ્યમાં રાખવી નહી. ભરૂચ સીંધીઆને આપવું, કર્ણાટકમાં હૈદરે જીતેલો મુલક પાછો આપવાને મદદ કરવી ને રાગોબાને દર મહીને ૨૫૦૦૦ હજાર રૂપીઆનો પગાર પેશ્વાએ આપવો.

પ્ર૦ કરદલાની લડાઇ કોની કોની વચ્ચે શા કારણથી ને શો પરીણામ થયો

ઉ૦ નીજામે ચડેલી ખંડણી નહી ભરી તેથી પેશ્વાએ તેના રાજ્ય ઉપર ચડાઇ કરી અને તેને તાબે થવાની જરૂર પાડી અને નીજામે પેશ્વાને ઘણુ કરોડ રૂપીઆ ને કેટલાક પ્રાંતો આપવા એવી સરતો

થઈ.

પ્ર૦ વસાઈનું તહનામું કોની કોની વચ્ચે ને તેની સરતો?

ઉ૦ વસાઈનું તહનામું ૧૮૦૨ માં ઈંગ્રેજ અને બાજીરાવ પેશ્વા વચ્ચે થયું તેમાં એવા કોલકરાર થયા કે બાજીરાવને ઈંગ્રેજે ગાદી પાછી અપાવવી અને તેના રાજ્યનું રક્ષણ કરવું. એ માટે પુનાની પાસે ઈંગ્રેજી ફોજ રહે અને તેના ખરચ પેટે પેશ્વાએ દર વરસે ૨૬૦૦૦૦ લાખ રૂપીઆ ઈંગ્રેજને આપવા; સુરત ઉપર કશો દાવો રાખવો નહીં; નીજામ તથા ગાયકવાડની વચ્ચે વાંધો ઉઠે તો તેનો પંચાત ઈંગ્રેજે કરવી. ઈંગ્રેજને જે યુરોપીઅન જોડે દુશ્મનાવટ હોય તેમને રાજ્યમાં રાખવા નહીં અને ઈંગ્લાંડના નાયકપટી મિત્ર રહેવું.

પ્ર૦ પેશ્વાઈ અમલનો અંત કોના વખતમાં આવ્યો ને શી રીતે?

ઉ૦ બાજીરાવ પાછો ઈંગ્રેજ જોડે દગલબાજી કરી લડયો ત્યારે ૧૮૧૮ માં તેને હરાવીને ઈંગ્રેજોએ તેની ગાદી લઈ લીધી અને ૮૦૦૦૦૦ રૂપીઆનું વર્ષાસન બાંધી આપી તેના મહલારરાવને મદ્રાસ મોકલી દીધો, તેમ તેને કનોજ પાસના બીઠુર ગામમાં રહેવાને મોકલ્યો. આ રીતે પેશ્વાઈ અમલનો અંત આવ્યો ૧૮૧૮ માં.

પ્ર૦ [illegible] બનાવો કઈ સાલમાં બની તે લખો; નારાયણરાવ પેશ્વાનું ખુન, [illegible] સાલબાઈનું તહનામું. માધવજી સિંધીઆનું [illegible] માધવરાવનો આત્મઘાત અને સિંધીઆ અને હોલકરનું [illegible].

ઉ૦ નારાયણરાવ પેશ્વાનું ખુન ૧૭૮૨ માં, વાર ગામનું તહનામું ૧૭૭૯ માં સાલબાઈનું તહનામું ૧૭૮૨ માં, માધવજી સીંધીઆનું મૃત્યુ ૧૭૮૪ માં સવાઈ પેશ્વાનો આત્મઘાત ૧૭૯૫ માં, અને સીંધીઆ અને હોલકર વચ્ચે યુદ્ધ ૧૮૦૦ માં થયું.

---

## પ્રકરણ ૧૩ મું.

પ્ર૦ ઈંગ્રેજોએ મુંબઈ, મદ્રાસ અને કલકતા નગર, શી રીતે વસાવ્યાં?

ઉ૦ પોર્તુગાલના રાજાએ પોતાની કુંવરી ઈંગ્લાંડના બીજા ચારલસ વેરે પરણાવી; તેની પહેરામણીમાં એ બેટ ચારલસને આપ્યો. ચારલસે તે

બેટ પછી ઇસ્ટ ઇંડિઆ કંપનીને પેટાતો આપ્યો; ઈ૦ સ૦ ૧૬૬૮ વિજય નગરના રાજાના ભાઈ પાસેથી જમીન વેચાતી લઈ ઇંગ્રેજોએ મદ્રાસ વસાવ્યું ઈ૦ સ૦ ૧૬૩૯. ઔરંગજેબના વખતમાં મુગલ સરકાર પાસેથી કલકતા નામે ગામ ઇંગ્રેજોએ વેચાતુ લીધું ને ત્યાં કીલ્લો બાંધ્યો; ને કલકતા વસાવ્યું. ઈ૦ સ૦ ૧૬૯૬

પ્ર૦ અંબુરની લડાઈનું કારણ અને તેનો પરીણામ સાલ સાથે લખો?

ઉ૦ તંજાવરના મરેઠી રાજા પાસેથી ચંદા સાહેબે કેરીકલ બંદર છીનવી લીધું તેથી રાઘોજી અને મોરારીરાવ નામે મરેઠી સરદારોએ કર્ણાટકના નવાબ ઉપર ચડાઈ કરી, નવાબ દોસ્તઅલીને અંબુર આગળ હરાવ્યો; એ લડાઈમાં નવાબ માર્યો ગયો ઈ૦ સ૦ ૧૭૪૪.

પ્ર૦ ઇંગરેજોને દેવીકોટા શી રીત મળ્યું?

ઉ૦ તંજાવરની ગાદી માટે બે ભાઈઓ લડતા હતા. તેમની વચમાં પડવાથી ઇંગરેજોને દેવીકોટા ઈ૦ સ૦ ૧૭૪૮ મા મળ્યું.

પ્ર૦ વાદેવાસની લડાઈ કોની કોની વચે કઈ સાલમાં અને શો પરીણામ થયો?

ઉ૦ ઇંગરેજ સરકાર કર્નલ કુટે લાલી અને બુસી નામના ફ્રેંચ સરદારો ને હરાવ્યા. ઈ૦ સ૦ ૧૭૫૯.

પ્ર૦ નીચેની સાલોમા કેઈ કેઈ બીનાઓ બની તે લખો? ૧૬૭૪. ૧૭૪૬ ૧૭૪૯, ૧૭૫૦, ૧૭૫૧, ૧૭૫૨, ૧૭૫૫, ૧૭૫૬, ૧૭૬૧.

ઉ૦ ૧૬૭૪ માં ફ્રેંચ લોકોએ પાંદીસરી વસાવ્યું, ૧૭૪૬ માં ફ્રેંચ લોકોએ મદ્રાસ જીત્યું, ૧૭૪૯ માં ફ્રેંચ સરદાર બુસ્સીએ જીંજીનો કીલ્લો જીત્યો. ૧૭૫૦ માં દુપ્લીઆબાદ તથા દુપ્લીનો કીર્તી સ્તંભ એ બે થયાં, ૧૭૫૧ માં મુજફરજંગનું ખુન અને સલાબતજંગનું ગાદી એ બેસવું; ૧૭૫૨ માં ત્રીચિનાપલીનો ઘેરો અને તેમાં ઇંગરેજ નો જય, ચંદાસાહેબનું મૃત્યુ, અને કલાઈવનું પહેલી વાર ઇંગ્લાંડ જવું. ૧૭૫૫ માં ઇંગરેજ અને ફ્રેંચ વચ્ચે સલાહ થઈ અને દુપ્લી નું મરણ થયું. ૧૭૫૬ માં કલાઈવનું હિંદુસ્તાનમાં પાછુ આવવું અને ૧૭૬૧ માં લાલીનું મરણ થયું.

પ્ર૦ દુપ્લી, લાબર્દોન, બુસી, લાલી, માતીન. દુમાસ એ કોણ હતા?

ઉ૦ એ સઘળા ફ્રેંચ પોદશાહતા દુપ્લે એ આખો ભરતખંડ છતી લેવા ની ધારણા કરેલી હતી ને તે પ્રમાણે એણે કેટલીવાર જય મેળવી નિજામને કર્ણાટકના દરબારમાં ફ્રેંચનુ ચલણ થયું ને ઘણું ખરૂ દક્ષિણમાં ફ્રેંચો કરે તે થાય, એમ થયું પણ ક્લૈવ નામના ઈંગરેજ ની પણ દુપ્લેના જેવીજ ધારણા હતી, તેણે ફ્રેંચોની સત્તા તોડી ઈંગરેજી રાજ્યનો પાયો નાખ્યો. તે ફ્રેંચોની સત્તા લાલીની બેવકુફાઈને લીધે તથા ફ્રેંચ સરદારોના કુસંપને લીધે તથા ક્લૈવ જેવા ડાહ્યા ને શુરા ઈંગરેજ આગળ કંઈ ન ચાલવાથી પડી ભાંગી.

પ્ર૦ ઈંગરેજે દક્ષિણમાં સત્તા મેળવી તે શી રીતે?

ઉ૦ નિજામની ગાદીને માટે મુજફરજંગને નાશીરજંગને લડવાર ચાલી તથા કર્ણાટકની ગાદી માટે ચંદા સાહેબને અનવરદીનની તકરાર ચાલી તથા કર્ણાટકની ગાદી માટે ચંદા સાહેબને અનવરદીનના તકરાર હતી તેમાં મુજફર ને ચંદા સાહેબને ફ્રેંચોએ મદદ કરી ને તેના વીરુદ્ધ પક્ષ તરફ ઈંગરેજોએ મદદ કરી. તેમાં ફ્રેંચ સરદારો પહેલાં તો જીત્યા પણ પાછળથી ક્લૈવ નામે ઈંગરેજ સરદારે તેમની ધારણા ધુળ મેળવી. પોતાનો પક્ષ વિજય કર્યો તેથી દક્ષિણમાંનો અધીકાર ઈંગ્રજોને મળ્યો.

---

## પ્રકરણ ૧૮ મું.

પ્ર૦ અંધારી કોટડીનું મૂળ કારણ ને તેનું છેવટ પરીણામ શું?

ઉ૦ બંગાળાનો નવાબ સુરાજ ઉદ્દૌલાનો કોઈ કેદી ઈંગરેજને શરણે રહ્યા હતા તે નવાબે પાછો માગ્યો પણ કલકત્તાના ઈંગ્રેજોએ તેનો હુકમ માન્યો નહી. ત્યારે તેણે ઈંગરેજોની વખારો લુટી. અને મોટી ફોજ સાથે કલકત્તા જીતવાને નિકળ્યો તે કિલ્લામાં થોડાં માણસો હતાં તેમાંથી કેટલાએક માણસો નાશી ગયા, બીજા મરાયા, અને એકસો છેતાળીસ ઈંગરેજો રહ્યા તેમને નવાબે કેદ કરી એક નાની અંધારી કોટડીમાં પુર્યા. ત્યાં તેઓ પાણી તથા પવન વિગેરે ની તંગીથી બુમ રાખાયા સવારે કોટડી ઉઘાડીને જોયું તો તેમાંથી તેવીસ ઈંગરેજ જીવતા નિકળ્યા. આ માઠા સમાચાર મદ્રાસ પોહચતાં ક્લાઈવ મોટું લશ્કર લઈ બંગાળે આવ્યો કલકત્તા પાછુ જી-

તી લીધું અને નવાબને હરાવીને તેની સાથે સંધી કરી.

પ્ર૦ આ પછી સુરાજ ઉદદોલાના દરબારમાં શાં કાવતરાં ચાલ્યાં?

ઉ૦ તેના દરબારીઓ અને કારભારીઓએ છાની મીજલસ કરી કે સુ-રાજઉદદોલાને ગાદીએથી ઉઠાડી મુકીને તેના સેનાધીપતી મીરજા-ફરને ઈંગરેજની મદદથી ગાદી અપાવવી

પ્ર૦ અમીચંદ કોણ હતો?

ઉ૦ તે એક મોટો વેપારી વાણીયો હતો, ને ઈંગરેજ લોકોનો દલાલ હતો તે આ છાની મીજલસ માં સામેલ હતો અને તે લોભી હતો. તેથી તેણે કહ્યું કે ત્રીસ લાખ રુપીઆ મને આપો તો આ કાવતરૂં નબાબથી છાનું રાખું. ઈંગરેજે તેની માગણી કબુલ રાખવાનો ડોળ બતાવ્યો ને પાછળથી તેને જુઠું ખત બનાવીને છેતર્યો તેથી તે બીચારાની ખોપરી ફટકી ગઈ.

પ્ર૦ પ્લાસીની લડાઈ કોની કોની વચે થઈ ને તેનો પરીણામ શો થયો?

ઉ૦ સન ૧૭૫૭ માં પ્લાસી આગળ ક્લાઈવને સુરાજ ઉદદોલાની લડાઈ થઈ તેમાં ક્લાઈવ જીત્યો ને મીરજાફરને નવાબ બનાવ્યો અને સુ-રાજ ઉદદોલા હાર્યો તેથી વેશ બદલી તે નાઠો કોઈ માણસે તેને બ-તાવ્યાથી મીરજાફરે તેને પકડ્યો અને પોતાના દીકરા મીરાનના કબજામાં સોંપ્યો મીરાને તેને ક્રૂર રીતે મારી નાખ્યો.

પ્ર૦ મીરકાશીમ કોણ હતો ને તેને ઈંગરેજ જોડે કેમ વિગ્રહ થયો?

ઉ૦ બંગાળાનો નવાબ મીરજાફર દેવાદાર થઈ ગયો હતો. તેથી ઈંગ્રેજોને તેકબુલ કરેલું નાણું આપી શક્યો નહી તે ઉપરથી તેમણે મીરજા-ફરના પૈસાદાર જમાઈ મીરકાસીમને ગાદી. આ મીરકાશીમે કંપ-ના ઈંગરેજ લોકોના વેપાર ઉપર હાંસલ ન હોવાથી પોતાના દે-શીઓના વેપાર ઉપરથી હાંસલ કાહાડી નાંખ્યું, તેથી કંપનીની ઉ-પજને ધક્કો લાગ્યો, તે ઉપરથી ઈંગરેજ અને તેની વચ્ચે ઘેરીઆ આગળ લડાઈ થઈ.

પ્ર૦ ઘેરીઆ, બકસર, અને કાલ્પીની લડાઈ કોની કોની વચ્ચે ને કેઈ સાલમાં?

ઉ૦ ઘેરીઆની લડાઈ ઈ૦ સ૦ ૧૭૬૩ માં ઈંગરેજ ને મીરકાશીમ વચે

થઇ તેમાં ઇંગરેજ જીત્યા બક્સરની લડાઇ ઇ૦ સ૦ ૧૭૬૪ માં અયોધ્યાના સુબા સુજાઉદ—દોલા ને મીનરી વચ્ચે થઇ, તેમાં સુજા ઉદ દોલા હારયો. કાલ્પીની લડાઇ ઇ૦ સ૦ ૧૭૬૪ માં થઇ તેમાં ઇંગરેજોએ સુજાઉદદોલાને તથા મરેઠાઓને હરાવ્યા.

પ્ર૦ ત્રણ એકઠા થયેલા રાજાઓનાં નામ શાં ને તેઓ એકઠા થઇને ઇંગરેજ સાથે કેઇ લડાઇ લડયા?

ઉ૦ મીરકાશીમ સુજાઉદદોલા અને શાહઆલમ એ ત્રણે પટણા આગળ ૧૭૬૧ મા ઇંગરેજ સાથે લડયા પણ તેમાં તેઓ હાર્યા.

પ્ર૦ કલાઇને બીજીવાર ઇંગલાંડ જઇ આવ્યા પછી શાશા સુધારા કર્યા?

ઉ૦ તેણે સરકારી અમલદારોને વેપાર કરવાની મના કરી ને લશ્કરી લોકોને બેવડુ ભાથુ મળતું હતું તે બંધ કર્યું આથી ફોજમાં બંડ ઉઠયું પણ કલાવે તે બહાદુરીથી સમાવ્યું.

પ્ર૦ રેગ્યુલેટીંગ (નવી ગોઠવણનો વહીવટ) શો હતો ને તે કઇ સાલમાં થયો?

ઉ૦ ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ આક્ટ પસાર થયો તેમાં એવું ઠરયું કે બંગાળાનો ગવરનર જનરલ કહેવાય અને તે મદ્રાસ અને મુંબાઇના ગવનરોનો ઉપરી થાય. ગવરનર જનરલની સાથે કામ કરવાને એક કૌન્સીલ ઠરાવી. એ કૌન્સીલના અને ગવરનર જનરલના અમલ પ્રમાણે હિંદુસ્તાનમાં કંપનીનુ રાજ્ય ચાલે કલકત્તામાં એક મુખ્ય ન્યાયાધીશ અને ત્રણ ઉપ ન્યાયાધીશોની સુપ્રીમ કોર્ટ સ્થાપી, પહેલા વહેલો ગવરનર જનરલ વોર્નહેસ્તીંગ્સ થયો તેને કૌન્સીલના મેમ્બરો સાથે બનતું નહોતું

પ્ર૦ કાશીના બંડનું કારણ શું.

ઉ૦ ૧૭૮૦ માં કાશી રાજા ચૈતસિંગ જોડે કરાર કરતાં હેસ્તીગ્સે પાંચ લાખ રૂપીઆ વધારે માગ્યા તે રાજાએ આપવાનુ ના કહેવાથી હેસ્તીગ્સે તેનો પચાસ લાખ રૂપીઆ દંડ કર્યો ને દંડ વસુલ કરવાને તે પંડે કાશી ગયો ને ચૈતસીંગને કેદ કર્યો આ જુલમથી કાશીની રઇયત કોપી ને ઇંગરેજ પહેરેગીરોને મારી નાખી તેમણે રાજાને છોડાવ્યો ૧૭૮૦ માં.

પ્ર૦ રાય દુર્લભ, વાન્સીતાર્ત, આનંદરાજ, નંદકુમાર એ કોણ હતા?

ઉ૦ રાયદુર્લભ સુરાજ ઉદવલાનો ખજાનચી પણ ઇંગરેજ તરફ ગયેલો વાન્સીતાર્ત કલકતાનો ગવરનર.

આનંદરાજ ઉતર સરકારનો રાજા ફરેંચોના પક્ષમાંથી નિકળી ઇંગરેજોને મળ્યો હતો.

નંદકુમાર હેસ્તીંગ્સની સામા ફરીઆદ કરનાર હતો. ને તેથી તે-નું મોત થયું હતું.

પ્ર૦ હેસ્તીંગ્સ કોણ ને તેણે શાં કામ કીધાં?

ઉ૦ પેહેલો ગવરનર જનરલ હેસ્તિંગ્સ થયો તેણે કૌન્સીલ સાથે અણ-બનાવ કરયો નંદકુમારને મારી નંખાવ્યો. ને પૈસા કઢાવવા માટે કાશીના ચૈતસીંગ તથા અયોધ્યાની બેગમો ઉપર જુલમ કરતો હતો

પ્ર૦ નીચેની સાલોમાં શી શી બીનાઓ બની? ૧૭૫૬, ૧૭૫૯, ૧૭૬૦ ૧૭૬૩, ૧૭૬૪, ૧૭૬૫, ૧૭૬૭, ૧૭૭૪.

ઉ૦ ૧૭૫૬ માં અલીવરદીખાનનું મરણ, ૧૭૫૯ શાહઆલમની બંગાળા ઉપર સ્વારી, ૧૭૬૦ માં પટણાની પેહેલી લડાઇ કલાઇવને ઉમરાવ પદવી મળી, મીરજાફરને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને મીરકાસીમનું ગાદીએ બેસવું ૧૭૬૩ માં ઘેરીઆની લડાઇ ૧૭૬૪ મા દેશી પલટણનો બળવો ૧૭૬૫ માં મીરજાફરનું મૃત્યું ૧૭૬૭ માં કલાઇવનું છેલી વખતે ઇંગલાંડ જવું ૧૭૭૪ માં રોહીલા બેનેડે યુદ્ધ થયું.

---

## પ્રકરણ ૧૫ મું.

પ્ર૦ હેદર અલીની સંક્ષેપમાં ઉત્પતી બતાવો?

ઉ૦ મૈસુરના રાજા નંદરાજની ફોજમાં હેદરઅલી એક ટુકડીનો નાયક હતો ફોજમાં દાખલ થયા પછી તેણે સાહસ, શુરવીરપણું અને લસ્કરી મોટા ગુણો બતાવ્યા તેથી તે ફોજમાં મોટી પદવીએ ચડયો પાછળથી તેણે પોતાના હાથ નીચે લુટારાઓનો જમાવ કરી મોટી ફોજ એકઠી કરી પોતાના રાજા ઉપર ચડાઇ કરી તેને ગાદીએથી ઉઠાડી મુકીને પોતે મૈસુરની ગાદીએ બેઠો ઇ૦ સ૦ ૧૭૬૧

પ્ર૦ ચેંકુલીની લડાઇ કોની કોની વચ્ચે થઇ અને તેનો શો પરીણામ થયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૭૨ માં ચેંકુલીની લડાઈ થઇ તેમાં માધવરાવ પેશ્વાએ હૈદરઅલીને હરાવ્યો.

પ્ર૦ મદ્રાસના તહનામાથી શું થયું?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૬૯ માં મદ્રાસનુ તહનામું થયું તેનાથી લડાઇ થયા પહેલાં બંને પક્ષવાળાઓ જેવી સ્થતીમાં હતા તેવી સ્થિતીમાં પાછા રહ્યા.

પ્ર૦ હૈદર કેઇ સાલમાં મરી ગયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૮૨ માં

પ્ર૦ નીચેની સાલોમાં કઇ કઇ બીનાઓ બની? ૧૭૬૪, ૧૭૬૬, ૧૭૭૨, ૧૭૮૧, ૧૭૮૪.

ઉ૦ ૧૭૬૪ માં હૈદરે બેડનુર લીધું ૧૭૬૬ હૈદર અલીએ કાલીકટ લીધું ૧૭૭૨ માં કુર્ગ પ્રાંતમાં કેર ૧૭૮૧ માં પર્ટોનોવ અને વાંદા વગે યુદ્ધ થયું. ૧૭૮૪ માં માંગલોરેનુ તહનામું

---

## પ્રકરણ ૧૬ મું.

પ્ર૦ હેસ્તિંગસ ક્યારે વિલાયત ગયો, તેના પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ તે ૧૭૮૫ માં વિલાયત ગયો અને તેના પછી લૉર્ડ કાર્નવાલીસ ગવરનર જનરલ થયો?

પ્ર૦ પીટના બીલ વિષે તમે શું જાણો છો?

ઉ૦ પીટના નામે ઈંગરેજી મુખ્ય પ્રધાન હતા તેણે એક કાયદો મંજુર કરાવ્યો તેથી ઉત્તર ઈંડીઆ કંપનીના ડાયરેક્ટરોમાંથી ત્રણ જણની તેમણે ગુપ્ત મંડળી નીમી ને તે મંડળી તેમને નામે કામ ચલાવે એ કામને માથે ઈંગલાંડના રાજ મત્રી મંડળીમાંથી છ મંત્રીઓની સભા બનાવી અને તેમના હુકમ પ્રમાણે કામ ચાલે એવું ઠરાવ્યું, એ છમાં જે પ્રમુખ ઠરે તેને ભરતખંડ ખાતાનો પ્રધાન ગણવો કલકતાના ગવરનરની કાંઉન્સિલમાંથી ચાર મેંમ્બરોના ત્રણ થયા અને

મુંબાઈ અને મદ્રાસના ગવરનરોને માટે કાઊન્સિલ કરાવી.

પ્ર૦ ફોક્સનું બીલ શું હતું?

ઉ૦ ફોક્સ નામે મુખ્ય વજીરે આગની સભામાં એક કાયદો મંજુર કરવાને ધારાયું કરી, તેમાં કંપનીનો વહિવટ તેના ડાયરેક્ટરો પાસેથી લઈને પારલામેંટે નીમેલા અમલદારને સોંપવો. અને વેપાર ડાયરેક્ટરોને હાથ રાખવો પણ આ કાયદો તેના રાજાને ઠીક લાગ્યો નહી તેથી ના મંજુર થયો.

પ્ર૦ લોર્ડ કાનવાલીસ ક્યારે આવ્યો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૭૮૬ માં આવ્યો.

પ્ર૦ લોર્ડ કાર્નવાલીસે શા શા સુધારા કર્યા?

ઉ૦ તેણે આગની ઈંગરેજી અમલદારોને ગાંઠો માંહે કંકાશ કરતા તથા, લાંચ ખાતા અને ખોટી રીતે ધન મેળવવાં અટકાવ્યા. એ વખતે નોકરોના પગાર ટુંકા હતા અને વેપારથી તથા બીજે આડે રસ્તે પૈસા મેળવવાનો પ્રસંગ વધારે લેતા અને તેથી કોઈ કોઈ વારે લાલચમાં આવી પડતા આવી અનીતી અટકાવવાને નોકરોના તેમની લાયકી પ્રમાણે પગાર વધાર્યા પક્ષપાત હાંકી કાઢ્યો અને તે ગોતવણી આપ્યા પછી જે ધારા પ્રમાણે ન વરતે તો શીક્ષા કરવી.

પ્ર૦ ઉતર સરકાર પ્રાંત ઈંગ્રેજોને કોની પાસેથી કેઈ સાલમાં મળ્યો.

ઉ૦ નીજામ સરકારે તેના કરાર પ્રમાણે ઉતર પ્રાંત ઈંગરેજોને ૧૭૮૮ માં આપ્યો.

પ્ર૦ અરીકેરાની લડાઈ કોની કોની વચ્ચે અને કેઈ સાલમાં થઈ?

ઉ૦ ૧૭૯૧ માં અરીકેરાની લડાઈમાં લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો.

પ્ર૦ કાર્નવાલીસ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ લોર્ડ કાર્નવાલીસ પછી સરજાન સોર થયો ૧૭૯૩.

પ્ર૦ કરદલાની લડાઈ ક્યારે ને કોની કોની વચ્ચે થઈ?

ઉ૦ ૧૭૯૫ માં કરદલા આગળ મરેઠાઓએ નીજામને હરાવ્યો.

પ્ર૦ સરજાનસોર પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ તેના પછી ૧૭૯૮ માં લાર્ડ મોર્નીંગટન ( માર્કવીસ વેલસ્લી ) થયો.

પ્ર૦ વેલેસલીએ કઈ કઈ લડાઈઓ કરી?

ઉ० ૧૮૧૫ માં મલુનની લડાઈ થઈ તેમાં ઇંગરેજે થીપાને હરાવ્યા, અને ૧૮૧૬ માં મકવાનપુર અને હરીહરપુરની લડાઈ થઈ તેમાં પણ ઇંગરેજે ગુરખાને હરાવ્યા

પ્ર० દેવગામની સંધી વિષે તમે શું જાણોછો

ઉ० ભોંસલાએ દેવગામમાં ગરહજી કટક બાલાસુર વર્ધા નદીની પશ્ચિમ કાંઠાનો તમામ મુલક ઇંગરેજોને આપવો એવી સંધી કરી તથા તેના દરબારમાં ઇંગરેજની ફોજ રાખી પડે ત્યારે ઇંગરેજ સરકાર પણ ઠરાવ કરે તે કબુલ કરવું અને ઇંગરેજના પરદેશી ચ-ઉમરાવના કોઈને નોકરીમાં રાખવા નહી એવી બોલીએ સંધી કરી.

પ્ર० સીરજીઅંજે ગામમાં શી સંધી થઈ?

ઉ० સીરજીઅંજે ગામમાં સીંધીઆ સાથે ૧૮૦૩ માં સંધી થઈ તેમાં તે-ણે ઇંગરેજોને ગંગા અને જમનાની વચ્ચેનો મુલક જેપુર, જોધપુર, ગોહદની ઉત્તરનો મુલક અહમદનગર ભરૂચ અને ગાંધાટ તથા ગો-દાવરીની વચ્ચેનો પ્રાંત આપ્યો.

પ્ર० લૉર્ડ વેલસ્લી ક્યારે વિલાયત ગયો?

ઉ० ઇ० સ० ૧૮૦૫ માં.

પ્ર० નીચેની સાલોમા થી મુખ્ય બીનાઓ બની ૧૭૮૫, ૧૭૮૮ ૧૭૯૧ ૧૭૯૩, ૧૭૯૮, ૧૭૯૯, ૧૮૦૦, ૧૮૦૨, ૧૮૦૩, ૧૮૦૪, ૧૮૦૫

ઉ० ૧૭૮૫ માં હેસ્તીંગ્સ વિલાયત પાછો ગયો ૧૭૮૮ માં ઉત્તર સરકાર પ્રાંત ઇંગ્રેજોને નીઝામ પાસેથી મળ્યો. ૧૭૯૧ માં અરીકેરાની લ-ડાઈ થઈ ૧૭૯૩ માં સરજાનશોર ગવરનર જનરલ થયો અને મી० ચેરીનું ખુન ૧૭૯૮ માં લાર્ડ મોર્નીંગટન ગવરનર જનરલ થયો; ૧૭૯૯ માં સદાસીવ માલવેલી અને સીરંગપટણની લડાઈ તથા ટીપુનુ મોત, ૧૮૦૦ માં ઇંગરેજોએ સુરત લીધું ૧૮૦૨ મા વ-સાઈનું તહનામૂ ૧૮૦૩ માં અસાઈ. દિલ્હી લાસવારી અને આનર રગામની લડાઈઓ થઈ તથા દેવગામ સીરજી અંજે ગામની સલાહ ૧૮૦૪ માં દીગ અને ફરૂકાબાદની લડાઈઓ થઈ ૧૮૦૫ માં માં વેલૉર્ડ વેલસ્લી વિલાયત પાછો ગયો.

## પ્રકરણ ૧૭ મું.

પ્ર० લાર્ડ વેલેસલી ક્યારે વિલાયત ગયો ને તેના પછી કોણ આવ્યું?

ઉ० લાર્ડ વેલેસ્લી ૧૮૦૫ માં વિલાયત ગયો તેના પછી કાર્નવાલીસ બી જીવાર ગવરનર જનરલ થઈને આવ્યો.

પ્ર० વેલોરના બંડ વિષે વળી શું જાણો છો?

ઉ० ૧૮૦૬ માં મદ્રાસ ઇલાકામાં વેલોરની છાવણીમાં ઈંગરેજની દેશી ફોજે બળવો કર્યો અને વેલોરમાં ટીપુના છોકરાને કેદ કરાવ્યા હતા એ કુંવરોનું એ કામમાં ઉત્તેજન હતું શીપાઈઓએ ૧૧૩ ઈંગરેજોને કતલ કરયા પણ ગોડીવારમાં કર્નલ ગીલેસ્પી આવી પોહચ્યો ને તેણે બંડ સમાવ્યું.

પ્ર० કાર્નવાલીસ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ० સરજાન બારલો ૧૮૦૫.

પ્ર० બારલો પછી કોણ આવ્યું?

ઉ० લોર્ડ મીન્ટો ૧૮૦૭ માં ગવરનર જનરલ થયો.

પ્ર० રણજીતસીંહ જોડે શા શા કરારો થયા?

ઉ० પંજાબનો જોરાવર રાજા રણજીતસીંહ હતો ગવરનર જનરલ લાર્ડ મીન્ટોએ તેના દરબારમાં વકીલો મોકલી કરાર કરાવી લીધા કે સતલજના ઈંગરેજી રાજ્ય ભણીના કાંઠા ઉપરના તાલુકદારોને તેણે પજવવા નહીં.

પ્ર० સીંધ, કાબુલ અને ઈરાન જોડે શા તહનામા થયાં?

ઉ० સીંધ, કાબુલ અને ઈરાનના અધીપતીઓ જોડે દોસ્તી કરી ગવરનર જનરલે કબુલાત લીધી કે તેમના મુલકમાં ઈંગરેજના દુશમનની ફોજને પેસવા દેવી નહી.

પ્ર० ઇસ સ० ૧૮૧૩ માં શું થયું?

ઉ० લાર્ડ મીન્ટો સ્વદેશ ગયો. કંપનીને ચીન સાથે વેપાર કરવાને સનંદ મળી ખ્રિસ્તી ધર્મના બિશપોની નીમણુક થઈ.

પ્ર० હેસ્તીંગસના વખતમાં શા બનાવો બન્યા?

ઉ० નેપાળનું યુદ્ધ ને આકટરલોનનો હલો ને જય તથા સિંધી પિંઢારાને

વશ કર્યો પેશ્વાનું રાજ્ય ખાલસા કરી બાજીરાવને બિઠુરમાં મોકલ્યો નાગપુરને ખાલસા કરી ભોંસલાના રાજ્યનો અંત પામરની કંપનીને આશરો આપ્યો. સિંધીઆ અને હોલકરને વશ કર્યા

પ્ર૦ લાર્ડ માન્ટો પછી કોણ ગવરનર જનરલ થયું?

ઉ૦ ૧૮૧૩ માં લાર્ડ મીન્ટો વિલાયત ગયા અને ૧૮૧૪ માં લાર્ડ હેસ્તીંગસ ગવરનર જનરલ થયો.

પ્ર૦ પીંઢારા કોણ હતા?

ઉ૦ મોગલ હિંદુસ્તાનમાં પીંઢારાઓનાં હજારો લુટારાઓના ટોળે ટોળાં ફરતાં હતાં તેઓને મરેઠા રાજાઓનો આશ્રય હતો; દસરા પછી નીકળી ઉતર, દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વમાં ફેલાઇ હજારો ગામો અને કસબા લુંટતા ને લોકોને પીડતા દાટેલું ધન બતાવવાને મરચાં તથા ઉની રાખના તોબરા મોહોડે બાંધીને માર મારતા અને તેમના નાયક કરીમખાન અને ચીતુ હતા.

પ્ર૦ ભારતખંડમાં વર્તમાન પત્ર કયા ગવરનર જનરલના વખતમાં પહેલ વહેલું નીકળ્યું?

ઉ૦ લાર્ડ હેસ્તીંગસના વખતમાં.

પ્ર૦ લાર્ડ હેસ્તીંગસ ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ઈ૦ સ૦ ૧૮૨૩ માં.

પ્ર૦ ખડકી, કોરેગામ, આશટે માહીદપુર, નાગપુર અને જબલપુરની લડાઇઓ કોની કોની વચ્ચે થઇ?

ઉ૦ ખડકીની ૧૮૧૭ માં ઇંગરેજ ને પેશ્વા વચ્ચે થઇ તેમાં પેશ્વા હાર્યો, કોરેગામની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા આશટેની લડાઇ ૧૮૧૮ માં ઇંગરેજ અને ગોખલે વચ્ચે થઇ તેમાં ગોખલે હાર્યો, માહીદપુરની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં સર હીસલો તથા સર માલકમે હોલકરને હરાવ્યો, નાગપુરની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા જબલપુરની લડાઇ ૧૮૧૭ માં થઇ તેમાં ઇંગરેજે મરેઠાને હરાવ્યા,

પ્ર૦ નીચેની સાલોમાં કઇ કઇ મુખ્ય બીનાઓ બની? ૧૮૦૬, ૧૮૦૯, ૧૮૧૩, ૧૮૧૪, ૧૮૧૬, ૧૮૧૭ અને ૧૮૧૮.

ઉ૦ ૧૮૦૬ માં વેલોરમાં બંડ થયું, ૧૮૦૯ માં રણજીતસીંહ જોડે કરાર અને સંધી, ઇરાન અને કાબુલનાં તહનામાં, ૧૮૧૩ માં ઇસ્ટ ઇંડીઆ કંપનીને સ્વતંત્ર પણે ચીનના વેપારના ઇજારાની સનંદ મળી અને કલકતામાં બિશપની નીમણુક, ૧૮૧૪ માં નેપાળ જોડે યુદ્ધ ૧૮૧૬ માં ગુરખા જોડે સંધી તથા ગંગાધર શાસ્ત્રીનુ ખુન. ૧૮૧૭ માં ખડકી, કોરેગામ અને માહીદપુરની લડાઇઓ તથા પીંઢારા લોકોનો અંત ૧૮૧૮ માં પેશ્વાનો અંત અને આશટેના લડાઇ અને બાજીરાવ પેશ્વાને ગાદી ઉપરથી ઉઠાડી મુકી બાથુરમાં રહેવા મોકલ્યો.

## પ્રકરણ ૧૮ મું.

પ્ર૦ હિંદુસ્તાનમાં કેળવણી ખાતુ સરકાર તરફથી પ્રથમ કયા ગવરનર જનરલના વખતમાં સ્થાપ્યુ?

ઉ૦ લાર્ડ હેસ્તીંગસના વખતમાં

પ્ર૦ લોર્ડ હેસ્ટીંગસ પછી કોણ ગવરનર જનરલ થયું?

ઉ૦ ૧૮૨૩ માં લોર્ડ આમહર્સ્ત થયો.

પ્ર૦ બ્રહ્મી લોક સાથે લડાઇનુ કારણ શું?

ઉ૦ ૧૮૨૩ માં બ્રહ્મી રાજાએ ઈંગરેજના તાબાના એક બેટને કબજે કર્યો અને વળી ઈંગરેજના મીત્ર કાચારના રાજાના મુલક ઉપર સવારી કરી જનરલ કેમ્પબેલે બ્રહ્મી લોકોને હરાવી તેમના રાજાને સલાહ કરવાની જરૂર પાડી.

પ્ર૦ બ્રહ્મી લોકો સાથે ઈંગરેજોને કેઇ કેઇ લડાઇઓ થઇ?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૨૪ માં રંગુનની લડાઇ થઇ તેમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા ઇ૦ સ૦ ૧૮૨૫ માં પ્રોમની લડાઇ થઇ તેમાં ઇંગરેજે બ્રહ્મીઓને હરાવ્યા ઇ૦ સ૦ ૧૮૨૫ માં પાગામની લડાઇ થઇ તેમાં સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા ત્યાર પછી બીજી વાર પાછો બ્રહ્મી લોકો સાથે વીગ્રહ થયો તેમાં ઇ૦ સ૦ ૧૮૫૨ માં રંગુનની લડાઇ થઇ. તેમાં ઇંગ્રેજે બ્રહ્મીઓને હરાવ્યા. અને તેજ સાલમાં પેગુની લડાઇ થઇ, તેમાં પણ ઇંગ્રેજોએ બ્રહ્મીઓને હરાવ્યા.

પ્ર૦ બ્રહ્મદેશના રાજા સાથે પહેલા વિગ્રહના અંતે શી સંધી થઈ

ઉ૦ તેણે ઇંગરેજોને કરોડ રૂપીઆ આપ્યા અને તેની સાથે આશામ, આરાકાન અને ટેનાસરીમ પ્રાંતો આપ્યા.

પ્ર૦ બરાકપુરના બંડનુ વરણુન લખો?

ઉ૦ બ્રહ્મદેશમાં પહેલે વરસે ફોજ મોકલી તેને હવા પાણીની હરકતો નડવાથી ઘણાક રોગથી મરી ગયા તથા બ્રહ્મી લોકોને જાદુ આવડે છે તેથી તેઓ અજીત છે અને તેમના દુશ્મનો મરી જાય છે, એવી અફવા ઉડવાથી દેશી સીપાઇના મન ડરી ગયાં, બરાકપુરના દેશી સીપાઇઓને બ્રહ્મ દેશની લડાઇમાં જવાને હુકમ ગયા તો તેઓ દીલગીર થયા અને તેમાથી સુડતાળીસમી પલટણે તો હુકમ માનવાની સાફ ના કહી તે માટે તેમના ઉપર ઇંગરેજોએ તોપો ચલાવી તેથી કેટલાક મરી ગયા અને કેટલાકને બરતરફ કર્યા ઇ૦ સ૦ ૧૮૨૬.

પ્ર૦ લોર્ડ વીલીઅમ બેંટીકના વખતમાં શા સુધારા ને પ્રખ્યાત કામો થયાં?

ઉ૦ વીલીઅમ બેંટીકના સુધારાની બાબતમાં ઇંગલાંડનો માર્ગ બદલાયો. રાજા લોકો તોફાન કરે તો તેને શિક્ષા કરવાનો ધારો નીકળ્યો. ફિરોજપુરના નવાબને ફાંસીએ દીધો.

ઇ૦ સ૦ ૧૮૩૪ માં ઇસ્ટ ઇંડીઆ કંપનીને નવી સનંદ મળી તેણે લશ્કરી અને મુલકી ખરચમાં ઘટાડો કર્યો.

દેશીઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો અને ન્યાય ખાતામાં મુનસફ સદર અમીનો વીગરે ઠરાવ્યા.

અદાલતોમાં ફારશીમાં કામ ચાલતું તે બંધ કરી અદાલતના ગામની દેશી બોલીમાં કામ ચલાવવાનો કાયદો કરયો.

સતી થવાનો ચાલ બંધ કરયો.

ઠગ લોકોને (ફાંશીઆ) નો નાશ કરયો, અને કેળવણી ખાતામાં ઇંગરેજી બોલી દાખલ કરી, એના વખતમાં હિંદુસ્તાનમાં પહેલ વેહેલી આગબોટો આવી.

પ્ર૦ છાપખાનાને છુટ આપવાનો કાયદો કોણે કરયો?

ઉ૦ લોર્ડ વુલીઅમ બેન્ટીક પછી કામ ચલાઉ થયેલા (આકટીંગ) મેટકાફે.

પ્ર૦ બેન્ટીક પછી કોણ ગવરનર જનરલ થયું?

ઉ૦ લોર્ડ આકલાન્ડ ૧૮૩૬ થી ૧૮૪૨ સુધી.

પ્ર૦ લોર્ડ આકલાન્ડના વખતમાં શી શી બીનાઓ બની?

ઉ૦ અફગાનીસ્તાન સાથે વીગ્રહ ૧૮૪૧ અને ચીન સાથે યુદ્ધ ૧૮૪૨માં

પ્ર૦ ચીન સાથે વીગ્રહ થવાનું કારણ શું?

ઉ૦ હિંદુસ્તાનમાંથી પુશ્કળ અફિણ ચીનમાં જતું તેના વ્યસનથી લોકો માં ખરાબી પેઠી હતી. માટે અફિણ દેશમાં આવતુ અટકાવવાને ચીનના રાજાએ ઉપાય કરયો. પણ અફિણ દેશમાં છાનુંમાનું આવવા લાગ્યું તે ચોરી પકડવાના કામમાં ચીનના અમલદારોએ ઈંગરેજી પ્રજાને ઘણી પીડા કરી તેથી આકલાંડે ગાફ સાહેબને મોકલી ચીનાઓને હરાવ્યા. અને સલાહ કરવાની જરૂર પાડી.

પ્ર૦ આ ચીનની સલાહમાં શા શા કોલ કરાર થયા?

ઉ૦ ઈંગ્રેજને હાંગકાંગ બેટ આપ્યો તથા ચીનના ચાર બંદરોમાં વેપાર કરવાની રજા આપી.

પ્ર૦ નીચેની સાલોમાં શી શી મુખ્ય બીનાઓ બની? ૧૮૨૧, ૧૮૨૮, ૧૮૩૯, ૧૮૪૧, ૧૮૪૨.

ઉ૦ ૧૮૨૧ માં બરાકપુરમાં બંડ, ૧૮૨૮ માં ઈંગરેજોએ કુર્ગ પ્રાંત જીતી લીધો, સતી થવાનો ચાલ બંધ કરયો અને ફાંસીઆ લોકોનો નાશ કરયો, ૧૮૩૯ માં ઈંગરેજોએ ગીજની જીત્યું, કાબુલ કબજે કરયું, ૧૮૪૧ માં કાબુલમાં બીલજીઓનું હુલ્લડ અને સર વુલીઅમ મેકનાટનું ખુન, ૧૮૪૨ માં ચીન જોડે યુદ્ધ અને ચીન સાથે સંધી થઈ.

---

## પ્રકરણ ૧૯ મું.

પ્ર૦ આકલાંડ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ આકલાંડ પછી લાર્ડ એલીનબરો થયો ૧૮૪૨ માં.

પ્ર૦ અફગાન સાથે કેઈ કેઈ લડાઈઓ થઈ?

ઉ૦ ૧૮૪૦ માં પરવાનની લડાઇ થઇ તેમાં ઇંગ્રેજે દોસ્તમહમદને હરાવ્યો, ૧૮૪૨ માં કંદહારની લડાઇ થઇ તેમાં જનરલ નાટે અફગાનોને હરાવ્યા.

પ્ર૦ સીંધ સાથે બીગાડ થવાનું કારણ શું?

ઉ૦ સીંધના અમીરોએ અફગાનીસ્તાનની લડાઇમાં ઇંગરેજી ફોજને ઘણી હરકત કરી હતી તેથી ઇંગ્રેજોએ સીંધ ઉપર સ્વારી કરી.

પ્ર૦ સીંધના અમીરો સાથે કેઇ લડાઇઓ થઇ?

ઉ૦ ૧૮૪૩ માં મીયાનીની લડાઇ થઇ તેમાં સર ચારલસ નેપીઅરે સીંધના અમીરોને હરાવ્યા અને ૧૮૪૩ પછી હૈદ્રાબાદની લડાઇ થઇ તેમાં પણ નેપીઅરે અમીરોને હરાવ્યા.

પ્ર૦ ઇંગરેજોને સીંધ દેશ શી રીતે મળ્યો?

ઉ૦ ત્યાંના અમીરોને હરાવી ગાદી ઉપરથી ઉઠાડી મુકીને ૧૮૪૩ માં સીંધ દેશને ઇંગરેજી રાજ્ય સાથે જોડી દીધો.

પ્ર૦ મહારાજપુરની લડાઇ કોની કોની વચ્ચે ને તેનું કારણ શું?

ઉ૦ જેહાજી સીંધીઆના મરણ પછી એક નાના દત્ત પુત્રને ગાદી આપી તેના વતી કારભાર ચલાવવાને રાણી બાઇજાબાઇ અને મામાસાહેબ વચ્ચે વાંધો ઉઠયો ઇંગરેજે મામા સાહેબનો પક્ષ સ્વીકારયો તેથી મરાઠા સામા થયા ને લડાઇ થઇ તેમાં મહારાજપુર આગળ ૧૮૪૩ માં લાડ ગાફે સીંધીઆને હરાવ્યો.

પ્ર૦ પનીઆરની લડાઇ કોની કોની કોની વચ્ચે થઇ?

ઉ૦ એ લડાઇમા એ સરદારે સીંધીઆને હરાવ્યો ૧૮૪૩ માં

પ્ર૦ લાડ એલબરો પછી કોણ ગવરનર જનરલ થયું?

ઉ૦ ૧૮૪૪ માં લાર્ડ એલનબરો પછી લાર્ડ હાર્ડીંગ થયો.

પ્ર૦ શીખ લોક સાથે લડાઇનું કારણ લખો?

ઉ૦ પંજાબના રાજા રણજીતસીંહની કેડે બે ત્રણ રાજા થઇ ગયા ત્યાર પછી તેની માનીતી રાણી ચંદાકુંવરના પુત્ર દુલીપસીંગને ગાદી મળી; રાજા બાળક હતો તેથી ઉમરાવોની સભા રાજ્યનો કારભાર કરતી, શીખ લશકર કવાયત પામેલું હતું તેથી તેને ચેન પડતું નહોતું, તેથી ઉમરાવોને તે લશકરનો ડર લાગવાથી ઇંગ્રેજના મુલક

ઉપર સ્વારી કરવાને મોકલ્યું આ મનસૂબો જાણીને હાર્ડીંગે પંજા-બની સીમા ઉપર ફોજ એકઠી કરી આથી શીખ લોકોને લડવાનું કારણ જડયું.

પ્ર૦ ઈંગરેજોને શીખ લોક સાથે કઇ કઇ લડાઇઓ થઇ?

ઉ૦ ૧૮૪૫ માં મુડકીની લડાઇ થઇ તેમાં ગાફ સાહેબે શીખ લોકોને હરાવ્યા, ૧૮૪૫માં ફીરોજશેહેરની લડાઇ થઇ તેમાં ઇંગરેજોએ શીખ લોકોને હરાવ્યા, ૧૮૪૬ માં બદીવાલની લડાઇ થઇ તેમાં ઇંગરેજે શીખ લોકોને હરાવ્યા, ૧૮૪૬ મા અલીવાલની લડાઇ થઇ તેમાં સ્મીથે શીખ લોકોને હરાવ્યા, ૧૮૪૬ સોબ્રોનની લડાઇ થઇ તેમા સરહ્યુ ગાફે અને હેનરી સ્મીથે તેજસીંઘ તથા લાલસીંગ સરદારોને હરાવ્યા, ૧૮૪૯ માં રામનગરનીલડાઇ થઇ તેમાં ગાફ સાહેબે શેર સીંગ તથા ચતુરસીંગને હરાવ્યા, ૧૮૪૯ મા ચિલીઅન વાલાની લડાઇ થઇ તેમાં ગાફ સરદારે શેરસીંગને હરાવ્યો, ૧૮૪૯ મા કીનીરીની લડાઇ થઇ તથા સદુસેનની લડાઇ થઇ તેમાં ઇંગરેજે શીખ લોકોને હરાવ્યા, ૧૮૪૯ માં ગુજરાતની લડાઇ થઇ તેમા ગાફ સરદારે શીખ લોકોને હરાવ્યા.

પ્ર૦ શીખ લોકો સાથે શી સંધી થઇ?

ઉ૦ સતલજ અને બીઆ નદીની વચેનો પ્રાંત અને લડાઇનો ખરચ ઇંગરેજોને આપવો, પંજાબની ગાદીએ દુલીપસીંહ રહીને ઉમર લા-યક થાય ત્યાં સુધી ઉમરાવોની સભા કામ ચલાવે ને સભા બ્રિટીશ રેસીડેન્ટની આજ્ઞા પ્રમાણે ચાલે અને રાજ્ય રક્ષણને માટે લાહોર માં ઇંગરેજી ફોજ રહે.

પ્ર૦ કાશમીર પ્રાંત ઇંગરેજોને શીખ લોકોએ આપ્યો હતો તેનું તેમણે શું કર્યું.

ઉ૦ એક કરોડ રૂપીઆએ ગુલાબસીંગને વેચાતો આપ્યો.

પ્ર૦ હાર્ડીંગના વખતમાં કયા કયા સુધારા થયા?

ઉ૦ ફાંસીઆ ઠગ ને સતી થવાનો ચાલ કંઇ કંઇ ચાલતો હતો તે બંધ કર્યા - દુધપીતી કરી છોકરીઓ મારવાનો રીવાજ ઓઢીઆમાં ને ગાંડવા માં ભોગ ભેટ કરવાના ચાલ હતા તે બંધ કરાવ્યા ને સરદારોનું હાથ

લ બંધ કરવાને નાકાં ઉઠાડી મુક્યાં, ને વેપારને ઉત્તેજન આપ્યું મુલકીની શીલ્પશાળાનેમદદ કરી, તાજ મેહેલ વિગરે જુની ક્રાંતી કાયમ રાખવા વીગેર કરાવ્યા.

પ્ર૦ હાર્ડીંગ પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ હાર્ડીંગ પછી ૧૮૪૮ માં લોર્ડ ડેલ્હૌજી આવ્યો.

પ્ર૦ લોર્ડ ડેલ્હૌજીના વખતમાં શા મુખ્ય બનાવ બન્યા?

ઉ૦ શીખ અને બ્રહ્મી લોકો સાથે બીજી વાર યુદ્ધ, અયોધ્યા અને નાગપુર ખાલસા કરી ઇંગરેજી રાજ્ય સાથે ભેળવી દીધાં રેલવે અને તાર એનો વખતમાં થયાં.

પ્ર૦ શીખ લોક સાથે બીજીવાર વીગ્રહનું કારણ શું?

ઉ૦ લાહોરના સરદાર મુળરાજે રાજીનામું આપ્યું તેની જગાએ બીજો આવ્યો કે તરતજ મુલતાનની ફોજે બંડ કર્યું અને થોડા ઇંગરેજોને કતલ કર્યા; મુળરાજે મરનારને ઇનામ આપી લડાઇની તઇયારી કરી એટલે બધા શીખ લોકો તેને જઇ મળ્યા અને લડાઇ થઇ.

પ્ર૦ પંજાબ ઇંગરેજોને શી રીતે મળ્યું?

ઉ૦ ત્યાંના રાજા દુલીપસીંગને પેનશન આપી પંજાબને ખાલસા કરી ઇંગરેજી રાજ્ય સાથે મેળવી દીધું

પ્ર૦ બ્રહ્મદેશની બીજી લડાઇનું કારણ શું?

ઉ૦ આવાનો ગવરનર ઇંગરેજી રૈયતને પીડતો હતો તેથી ઇંગરેજી લશકરે તેના ઉપર સ્વારી કરી અને તેને સંધી કરવાની જરૂર પાડી.

પ્ર૦ તેની સાથે શી સરતો થઇ?

ઉ૦ જુની સંધી કાયમ રાખી તેની સાથે પેગુ પ્રાંત ઇંગરેજોને વધારે આપ્યો?

પ્ર૦ નાગપુર અને અયોધ્યા ઇંગરેજોને શી રીતે મળ્યું?

ઉ૦ નાગપુરનો રાજા અપુત્ર મુઓ તેથી તેનું રાજ્ય ખાલસા કરી ઇંગરેજી રાજ્ય સાથે ભેળવી દીધું. ૧૮૫૭ માં અને અયોધ્યાના નાલાયક રાજાને પકડીને જેન મહ્હાસ્સાવને મદ્રાસ લઇ ગયા તેમ તેને કલકતે લઇ ગયા અને તેનું રાજ્ય ખાલસા કરી ઇંગરેજી રા-

દીધું.

તેમાં સુધારા કયા થયા?

કારણ ૧૮૫૩ માં કંપનીને કેટલાક ફેરફાર કરી, નવો પટો આ-
પ્યો. સિવિલ સર્વીસમાં દાખલ થવાને પરિક્ષા ઠરાવી. બંગાળામાં
લેફટેનંટ ગવરનર ઠર્યો. કલકતા, મુંબાઇ, મદ્રાસમાં સદર અદાલત
સુપ્રીમકોર્ટો હતી. તે ભેળી નાંખી હાઇ કોરટો બનાવી, રેલવે ને
તાર ચાલુ થયા કેળવણીમાં વધારો કર્યો સડકો તથા પુલ તથા બં-
ધારો બાંધવાને કરજે નાણાં લીધાં. ગુન્હો મનાવવા માર મારવા ત-
થા બીજો જુલમ કરવા તથા વેઠ કરાવવાના ચાલની મના કરી.

પ્ર૦ લોર્ડ ડેલોઝી ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ૧૮૫૬ માં પાછો ગયો.

પ્ર૦ નીચેની સાલોમાં શી શી મુખ્ય બીનાઓ બની? ૧૮૪૩, ૧૮૪૪, ૧૮૪૫, ૧૮૪૮, ૧૮૪૯, ૧૮૫૩, ૧૮૫૬ માં

ઉ૦ ૧૮૪૩ માં ગ્વાલીઅરનું તોફાન અને સીંધ દેશને ઇંગરેજી રાજ્ય સાથે જોડી દીધું.

૧૮૪૪ માં લોર્ડ એલનબરોને બરતરફ કર્યો.

૧૮૪૫ મુડકી અને ફીરોજશેહેરની લડાઇઓ થઇ.

૧૮૪૮ પંજાબમાં હુલડ.

૧૮૪૯ માં પંજાબને ઇંગરેજી રાજ્ય સાથે જોડી દીધો.

૧૮૫૩ માં બ્રહ્મદેશની સંધી અને નાગપુર ઇંગરેજી રાજ્ય જોડે જોડી દીધું.

૧૮૫૬ માં અયોધ્યાને ઇંગરેજી રાજ્ય સાથે જોડી દીધું

---

## પ્રકરણ ૨૦ મું.

પ્ર૦ લોર્ડ ડેલોઝી પછી કોણ ગવરનર જનરલ થયો?

ઉ૦ ૧૮૫૬ માં લોર્ડ કેનીંગ આવ્યો.

પ્ર૦ લોર્ડ કેનીંગના વખતમાં શા શા બનાવ બન્યા?

ઉ૦ ચાર મોટા બનાવ બન્યા.

(૧) ઇરાન સાથે લડાઇ ૧૮૫૭

(૨) ચીન સાથે વિગ્રહ ૧૮૫૭.

(૩) દેશી ફોજનો બળવો ઇ૦ સ૦ ૧૮૫૭.

(૪) કંપની પાસેથી રાજ્ય લઇ પારલામેંટે મહા.

ને આપ્યું.

પ્ર૦ ઇરાન જોડે વિગ્રહનું કારણ શું?

ઉ૦ ઇ૦ સ૦ ૧૮૩૭ માં હેરાત જીતવામાં ઇંગરેજોએ ઇરાની શાહને ખાળ્યો હતો તે વેર રાખીને ઇંગરેજોનું અપમાન કરતો અને વિરોધ વધારતો તેથી ગવરનર જનરલે મોટા સાહેબને ત્યાં લશકર લઇને મોકલ્યો અને તેણે ઇરાનના શાહને હરાવ્યો તેથી શાહને માફી માગવી પડી

પ્ર૦ પારીસની સંધીના શા કોલકરાર થયા?

ઉ૦ પારીસની સંધી ઇરાની શાહ અને ઇંગરેજ વચે થઇ તેમાં શાહે હેરાત અને અફગાનીસ્તાન ઉપર દાવો કરવો નહી એવી કબુલાત આપી ઇ૦ સ૦ ૧૮૫૭.

પ્ર૦ ચીનના વીગ્રહનું કારણ અને પરીણામ લખો?

ઉ૦ ઇંગરેજને માઠું લાગે એવું ચીની સરકારે કરયું હતું માટે ઇંગલંડથી લોર્ડ એલજીનની સરદારી હેઠળ ફોજ ચીન ઉપર ચડી અને ચીનાઓને હરાવ્યા, ઇંગરેજને વેપાર કરવાની છુટ આપી ને ચીનના રાજાએ સલાહ કરી.

પ્ર૦ ૧૮૫૭ ના બળવાનાં મુળ કારણો શાં ?

ઉ૦ સન ૧૮૫૬ માં સરકારે એવો કાયદો કરયો કે જ્યાં નોકરી ના સીપાઇઓને મોકલે ત્યાં સીપાઇઓએ જવું. એવી સરતથી સીપાઇઓને નોકર રાખવા. આથી દેશી સીપાઇઓ ના ખુશી થયા.

(૨) વાંઝીઆ થી ચલાઓ તથા બીજા દુરાચારી રાજાનાં રાજ ખાલસા કરી લઇ ઇંગરેજ સાથે મેળવી દીધાં.

(૩) એવી ગપ ઉઠી કે બધાને સરકાર ખ્રીસ્તી કરવા ઇચ્છે છે. મુખ્ય કારણ એ કે નવીન નામની બંદુકમાં કારતુસ દાંતે કરડવા પડે છે સીપાઇઓમાં એવી ગપ ચાલી કે એ કારતુસને ગાયની ચરબી ચોપડી છે અને સરકાર બધાને વટાળવાનું ધારે છે. એ